'ડુંડુ ને ટચ' ની પ્રથમ પુષ્પાંજલી

# સુખનાં સ્વપ્નાં

R.N. 30

લેખક અને પ્રકાશક : મનસુખરામ દામોદર મહેતા, એન્જીનીયર

ટૂંકું ને ટચની પ્રથમ પુષ્પાંજલી

# સુખનાં સ્વપ્નાં

સામાજીક કરૂણ ત્રણ અંકી નાટક

લેખક અને પ્રકાશક
મનસુખરામ દામોદર મહેતા
એન્જીનીયર
૧૫૪૦ જમાલપુર ટોકરશાની પોળ—અમદાવાદ

કિંમત રૂ. ૧-૦-૦

# અર્પણ

નોવેલ્ટી સીનેમાના માલીકો.

શેઠ ભગુભાઇ ભોગીલાલ
શેઠ ચંદુલાલ ચીમનલાલ ભટ્ટ
શેઠ પરશોતમદાસ મુળચંદ શાહ.

આપ સાહેબોએ મ્હારા તરફ તથા મ્હારા આ અલ્પ પ્રયાસ તરફ માન તથા લાગણીથી જે કદર કરી છે તેને માટે તથા નાટય સાહિત્ય ઉપર અભિરૂચી બતાવી મને લેખક તરીકે કૃતાર્થ કર્યો છે જેથી આપનેજ આ પ્રથમ પુષ્પ અર્પણ કરૂં છું.

| | |
|---|---|
| અમદાવાદ, ૨૧-૭-૨૮<br>૧૫૪૦, જમાલપુર<br>ટોકરશાની પોળ. | લી. આપનો,<br>મનસુખરામ દામોદર મહેતા<br>એન્જીનીયર. |

# પાત્ર પરિચય

## પુરૂષ પાત્રો.

સ્વાર્થ : એક અદષ્ય રાક્ષસ–દુનિયાના નાશનું કારણ.
રજનીનાથ : તેનું હથીયાર–તેનો ભોગ થઇ પડેલો આ કથાનો નાયક. ઇમ્પોર્ટ અને એકસ્પોર્ટની એજન્સીની કં. ની ઓફીસમાં ભાગીદાર.
પાર્વતિનાથ : તેના પિતા–એક બાહોશ ડૅાક્ટર–ગોલ્ડ મેડેલીસ્ટ.
ઇશ્વરલાલ : તેના મોટાભાઇ–કાપડનો વેપારી નિસ્વાર્થી.
પ્રભુરાય : ઇશ્વરલાલનો પુત્ર બી. એ કલાસમાં ભણતો વિદ્યાંર્થી.
શ્રીકાન્ત : રજનીનાથનો મિત્ર–નિસ્વાર્થી.
ગંગાદાસ : ઇશ્વરલાલનો મિત્ર.
સાંકળચંદ : કંપાઉન્ડર બુદ્ધિનો બોકડો આબરૂનો સોલએજંટ.:
નેપાળદાસ : તેનો પાડોશી.
શાન્તિનાથ : રજનીના પિતા.
કરસનદાસ : પાર્વતિનાથના મિત્ર ઇંપોર્ટ એકસપોર્ટના કમીશન એજંટ

## સ્ત્રી પાત્રો.

રજની : રજનીનાથની સ્ત્રી
સુન્દરબા : રજનીનાથની માતા
તરલા : પ્રભુરાયની ભવિષ્યની થનાર સુશીલ સ્ત્રી
શ્રીદેવી : ઇશ્વરલાલની લંપટ સ્ત્રી–સ્વાર્થનું હથીયાર
કમલીની : ગંગાદાસની સુશીલ સ્ત્રી
સાંકળી : સાંકલચંદની સ્ત્રી
કાણુથી : નેપાળદાસની સ્ત્રી

તે શિવાય—હકીમ, ઘાટી, માળી, રામોશી, મિત્રો, કોન્સ્ટેબલ, ફેરીઆ, નાચનારી, સખીઓ, ઓળખાણુવાળા વગેરે—

---

ॐ નાદ બ્રહ્મ.

# પ્રસ્તાવના.

"જન્મ્યા જગતમાં એ જ છે જે દેશની સેવા કરે,
કર્ત્તવ્યથી કે લેખથી કે ભેખથી ઉન્નત કરે."
C. J. Bhatt. B. A. લી. જગતશીષ્ય (પ્રકાશક)

ટૂંકું ને ટચની પ્રથમ પુષ્પાંજલિની પ્રસ્તાવનાલાંબી ને લચ હોવી જોઇએ નહિ.

જન સમાજે મ્હારાં પત્રની આટલી ટૂંકી મુદતમાં જે કદર કરી છે અને આ પુસ્તક રજુ કરવાની તક મને આટલી વ્હેલી મળી છે તેને માટે હું મ્હારાં કદરદાન ગ્રાહકોનો આભારી છું.

આ નાટકની રૂપરેખા મેં પ્હેલ વ્હેલી સને ૧૯૨૧ ની સાલમાં ખંડાળા મુકામે લખેલી; જે વખતે મેં સ્વપ્ને પણ ન્હોતું ધાર્યું કે મ્હારે પત્રકાર થવું પડશે કે ટૂંકુંને ટચની ભેટ તરીકે રજુ કરવાનો પ્રસંગ આવશે.

સને ૧૯૨૫ માં હું અમદાવાદ મ્યુનીસીપાલીટીમાં નોકર રહ્યો તે વખતે કાંઇક ફુરસદ મળતાં આ નાટકને વીસ્તારથી લખવાનું શરૂ કર્યું.

એ વખતે સ્વ. શેઠ છોટાલાલ મુળચંદ સુબોધ ગુજરાતી નાટક કંપની લઇને અહિં આવેલા; તેમની સાથે મ્હારા ગુરૂવર્ય કવિશ્રી મુળશંકર હરિનંદ મુળાણીને લીધે બચપણથીજ જુની ઓળખાણ હતી જેથી એમને મેં જણાવ્યું કે "હું એક નાટક લખવા માંડયો છું." જવાબમાં શેઠ સાહેબે કહ્યું કે "એક વખત પુરૂં કરો પછી આપણે જોઇશું."

મ્હારે સારે નશીબે હું લખતો હતો તે અરસામાંજ કવિશ્રી મુળશંકર હાકાની પધરામણી મારે ત્યાં થઈ; તેમને મ્હારો લખેલો ભાગ વંચાવ્યો અને કેટલીક ખાસ ઉપયોગી સુચના મેળવી.

એકાદ અંક લખ્યા પછી શ્રીયુત ચુનીલાલ બાપુલાલ માસ્તરને વંચાવ્યો–તેઓ સાહેબને પ્રસંગો ઠીક લાગ્યા; તેમાં ઘટતો ફેરફાર કરવા જણાવ્યું; ત્યારબાદ એકાએક વડોદરાથી મ્હારા પિતાશ્રીનો તાર આવવાથી ત્યાં જવું થયું અને બાકીના બે અંક વડોદરામાં પુરા કરી હું પાછો અમદાવાદ આવ્યો.

ત્રણેય અંક તૈયાર થયેલા હોવાથી મેં તેની ફેર કોપી કરાવીને તે શ્રીયુત ચુનીલાલ બાપુલાલ માસ્તરને આપી તેમણે જણાવ્યું કે "હજુ જે કાંઈ ફેરફાર કરવાના બાકી હશે તે કરીશું અને ત્યારબાદ ભજવીશું."

સંયોગ વશાત્ આર્ય નાટક મંડળીને બંધ થવું પડયું અને મેં શ્રી માસ્તરને આપેલી ફેર કોપી એમની પાસેજ રહી ગઇ, નાટક કંપનીના માલેકો કોઇકજ સારા હોય છે એવો મારો અનુભવ હોવાથી મેં એ નાટક કોઇને પણ ન વંચાવતાં મ્હારી પાસેજ રહેવા દીધું.

ત્યાર બાદ એકસેલસીઅર ઓપેરા હાઉસના માલીક શેઠજી આરાભાઇ છોટાલાલ પરીખની મહેરબાની તથા કદરદાનીથી મને બીજું નાટક લખવાનો પ્રસંગ આવેલો; જેનો ડોઢ અંક લખાયો હશે ત્યાં ભાગીદારોમાં ઉંચાં મન થવાથી ઓપેરા હાઉસ પણ બંધ થયું એટલે બીજું નાટક "વહેમનાં વાદળ" પણ મારી પાસેજ રહ્યું.

આજકાલ નાટયભુમીની દશા જ્યાં જોશો ત્યાં નબળી પડતી જાય છે તેનાં અનેક કારણોમાંનાં થોડાં કારણો મ્હારા અનુભવ પ્રમાણે રજુ કરવાની રજા લઉં છું તે નીચે મુજબઃ—

૧) વ્યસની, વ્યભિચારી અને વિશ્વાસઘાતી લેખકોની પસંદગી–કારણ ઘણા ખરા માલીકો એવાજ હોય છે.

૨) સારા, સંસ્કારી અને વિદ્વાન લેખકોને કોઇ પણ જાતનો આશ્રય ન આપવો એવો તેઓનો નિશ્ચય—શા કારણથી તે ખબર નથી.

૩) છાપેલ કાટલાં જેવા લેખકો શિવાય બીજાને સ્થાન આપવુંજ નહિ વગેરે; મફતની મહેનત કરાવી કોઇ ભળતાએજ લેખકમાં ખપવું.

૪) લેખની ચોરી કરી લેખકને ભુખે મારવો.

ઉપરોક્ત કારણો ગણાવવા બેસીએ તો બીજી એક ચોપડી લખાય; જેથી વિષયાંતર છોડી મુળ બાબત ઉપર આવું છું સને ૧૯૨૭માં શ્રી દેશી નાટક સમાજ બાન્ચ ઉભી થઇ; જેની અંદર જેમતેમ ઘરને પૈસે ઓળખાણ કરી લેખક તરીકેનો પ્રયત્ન ચાલુ રાખ્યો; થોડાએક પ્રવેશો લખી આપ્યા, પણ પૈસાની વાત કરવા ગયો તો અમુક વ્યક્તિનો શીજાસ હાથમાંથી છટકશે એવી ધમકી મળી. અરે! ભલા ભાઇ! હું ત્રણ ત્રણ માસથી તમારે ત્યાં કામ કરૂં છું તેની કદર કરશોજ નહિ? જવાબમાં ના ઠરી.

પછી છેલ્લો ઉપાય એકજ રહ્યો. તે માત્ર પત્રકાર થવાનો—આ રીતે મ્હારૂં પત્ર ટૂંકું ને ટચ જનમ્યું—નોકરીનું રાજીનામું આપ્યું. કોઇ પણ નાટક કંપનીમાં "મહેરબાન સાહેબ! મ્હારૂં નાટક રાખશો? એમ કહેવા જવુંજ નહિ એ નિશ્ચય કરી પેપર ઉપર મ્હારા લખેલા પ્રવેશો છપાવવા માંડ્યા; નાટકવાળા સાથે ટૂંકુને ટચ કર્યું.

જે જનસમાજ નાટક કંપનીઓની કદર કરે છે તેનો તેજ જનસમાજ મ્હારાં પેપરની અને મ્હારા નાટકોની વખત જતાં કદર કરશેજ એવી ખાત્રી છે.

આ મ્હારો પ્રથમ પ્રયાસ હોઇ, તેમાં જેટલી ખામી હોય તેટલી મ્હારી છે અને જેટલું સારૂં હોય તેટલું મ્હારા ગુરૂ કવીશ્રી મુળશંકર હરિનંદ મુળાણીની કૃપાનું ફળ છે એમ સમજી દોષનો ભાગી મનેજ ગણવા કૃપા કરશોજી.

આ પ્રયાસ બ્હાર પાડવામાં જે આર્થીક મદદ કરી છે તેને માટે મ્હારા મુરબ્બી પિતાજી વૈદ્ય શાસ્ત્રી દામોદર કાનજીનો હું જીવન પર્યંત રૂણી છું.

મુરબ્બી ભાઇશ્રી મગનલાલ ગીરધરલાલ ભટ્ટ તથા ભાઇશ્રી ચંદુલાલ જયશંકર ભટ્ટ બી. એ. (છત્રપતિ શિવાજી તથા એકજ વીરના લેખક] તથા ભાઇશ્રી રામપ્રસાદ હરજીવન ભટ્ટ બી. એ. (શાહ કે ચોર ના લેખક) ની વડીલ અને સ્નેહિ બંધુ તરીકે કિંમતી સલાહ માટે તેઓ સર્વેનો પણ આભાર માનવાનું ભુલવું જોઇએ નહિ—આભારી છું.

છેવટના બે બોલ લખીને પ્રસ્તાવના લાંબી ને લચ ન થાય તેને માટે ટૂંકું ને ટચ માં પતાવવા ધારૂં છું.

આ નાટકની અર્પણ પત્રિકા સ્વિકારનાર તેમાં રસ લેનાર અને કદરદાન નોવેલ્ટી સીનેમાના માલીકો મે. ચંદુલાલ સી. ભટ્ટ તથા મે. ભગુભાઇ શેઠ તથા મે. પરશોતમદાસ શાહનો હું અંતઃકરણ પુર્વક આભાર માની, પરમાત્મા સર્વને યશ, કિર્તિ અને લક્ષ્મી અપાવે એ પ્રાર્થના સાથે વિરમું છું.

| અમદાવાદ, ૨૧–૭–૨૮<br>૧૫૪૦, જમાલપુર,<br>ટોકરશાની પોળ. | લી. આપનો,<br>મનસુખરામ દામોદર મહેતા<br>એન્જીનીયર. |
|---|---|



# સુખનાં સ્વપ્નાં.

સૂત્રધાર તથા બાળાઓઃ—

## સ્તુતિ.

### ૐ નાદ બ્રહ્મ.

સંગિત કલા વિસ્તાર;
આપો શુભ યશનો સાર. ૐ
પ્રથમ કૃતિ મુજ
સફળ કરો દેવ. ૐ

—•—

[ મંગલાચરણ પૂરૂં થતાં ]

ધારઃ ( બહુ ઉંડા વિચારમાં ફરતો ) કેમ દેવી હજુ આવ્યાં નહિ ? દેવી !

નટીઃ ( પ્રવેશી નમન કરી ) જી......આવી. શી આજ્ઞા છે?
( ગમગીન દેખાય છે. )

સુત્રધારઃ ગમગીન કેમ જણાઓ છો ? શા વિચારમાં છો ?

નટી: આપ જ કલ્પી લ્યો—

સુત્રધારઃ આપણે કેટલીક વાર્તાઓ તથા શાસ્ત્ર ને ઇતિહાસની કથાઓ ઉપરથી વસ્તુ લઇને પ્રયોગો કરી થાકી ગયાં હોઇએ એવું નથી લાગતું ?

નટીઃ એમજ છેઃ પ્રાણેશ ! આપણે એકની એકજ દિશામાંથી વસ્તુ લીધા કરીને તે જ બતાવ્યા કરીએ તેનાથી પ્રેક્ષકોને કંટાળો આવવાનો સંભવ ખરો.

સુત્રધાર: આપણને પણ કંટાળો આવવાનું એજ કારણ–ચાલુ સંસારમાં જોઇ રહેલાં દ્રષ્યોમાંથી આપણે એક જાણવા જેવું લઇને તે જનસેવામાં મૂકીએ કે જેથી લોકો ચેતીને પોતાના સુખી સંસારમાં ઝેર ન રેડાય તેને માટે ચેતતાં શીખે તો કેવું સારૂં ?

નટી: તો તો ઘણાં કુટુંબો સુખી થાય અને આપણે કાંઇક જનસેવા કરી એવું લાગે.

સુત્રધાર: " સુખનાં સ્વપ્નાં " જોતો યુવાન પોતાના સ્વાર્થમાં લટ્ટુ બની, આખા કુટુંબનાં સુખનું સત્યાનાશ વાળી સ્વાર્થની વેદી ઉપર કેવી રીતે હોમાય છે એ દ્રષ્ય આજે રજુ થશે.

" આ જગતનો વ્યવહાર આખો સ્વાર્થથી ભરપૂર છે.
જ્યાં જુઓ ત્યાં સ્વાર્થ ને બસ સ્વાર્થથી ચકચૂર છે."

નટી—

" એ સ્વાર્થ સત્યાનાશ વાળ્યું દેશનું ને કુટુંબનું;
વળી ધર્મનું, બીજ દેહનું બીજ આત્મ કેરા સુખનું. "

( અવાજ સાથે સીનનું ફાટવું. સ્વાર્થનું મૂર્તિમંત પ્રગટ થવું–કરોળીઆના રૂપમાં, ફરતી મોટી જાળ સાથે, નીચે એક કુંડ છે. )

સ્વાર્થ: સુત્રધાર !

સુત્રધાર: તમે કોણ છો ? ( બન્ને આશ્ચર્ય ચકિત. થઈને ફાટેલી આંખે જોઈ રહે છે). (સ્વગત) કેવું ભયાનક રૂપ છે ! દેવ હશે કે દાનવ !

સ્વાર્થ: હું સ્વાર્થ–મારાં અંગો આ યમ તેનાં નામ ક્રોધ, ઇર્ષા, દંભ, વ્યસન, વ્યભિચાર, વિશ્વાસઘાત, જુગાર અને કપટ. તેનાથી મને સાધી શકાય. મેં શું બગાડયું છે કે મને દોષિત ઠરાવો છો ? મ્હારી નીંદા કરો છો ?

સુત્રધાર: તમે શું બગાડયું છે ? ( તિરસ્કારથી હસતો ) અજાણ્યા થઈને પુછતાં સારૂં આવડે છે. તમારાથી બની શક્યું તેટલું બગાડયું છે, જ્યાં જ્યાં તમારૂં સામ્રાજ્ય વ્યાપે છે, ત્યાં ત્યાં સત્યાનાશ વાળો છો. જુઓ, યુરોપની મહાન લડાઈ જેવી લડાઈઓ થઈ, લાખ્ખોનાં બલીદાન અપાયાં, અપાય છે અને અપાશે તે તમારે જ માટે. બીજી જેટલી જેટલી લડતો જ્યાં જ્યાં ચાલે છે તે પણ તમને સાધવા માટે જ. કુસુંપ અને કુટુંબ કલેશ જ્યાં ત્યાં થાય છે તે પણ તમારે જ કારણે.

સ્વાર્થ: હું ક્યાં કહું છું કે મારે માટે લડો અને મને સાધો ! લોકોને મ્હારા શિવાય ન ચાલે તેમાં હું શું કરૂં ? ન્હાનાં કે મોટાં, ગરીબ કે તવંગર, રાજા કે ફકીર ગમે તે હોય પણ થોડે ઘણે અંશે પણ મ્હારા શિવાય કોઈને પણ ચાલવાનું નહિ. હું નથી ઇચ્છતો છતાં લોકો મ્હારી જાળમાં આવીને આપોઆપ પડે છે અને મ્હારા ભોગ થાય છે.

સુત્રધાર: જે તમારામાં અંધ બને છે તે જોતાં જ નથી કે કોણ છે ભાઈ ! કોણ મિત્ર ! કોણ છે બાપ ! અને કોણ સ્ત્રી ! તમારે માટે એનું ચાલતું હોય તો દુનિયા આખીને હોમવા

તૈયાર થાય: ભલે તેનો ભોગ અપાય તેની તે પરવા રા-
ખતાં નથી પણ દેવ મ્હારી એટલી પ્રાર્થના છે કે જેને
તમારી થોડી જરૂર હોય તેને તમારા ભોગ ન કરો તો સારૂં—

સ્વાર્થ: તથાસ્તુ-જેઓ ખરે વખતે ચેતીને ચાલી ભૂલને ભાંગે
છે તેઓ મ્હારાથી બચીને સુખી થાય છે. રજનીનાથ
મ્હારૂં હથીઆર બની ભોગ થયો છે, તેને લીધે એનું
આખું કુટુંબ મ્હારા કુંડમાં હોમાશે—

સુત્રધાર—

" લડે સહુ સ્વાર્થને માટે રડે સહુ સ્વાર્થને માટે;
કરે ખોટું ખરૂં, ને ખરૂં ખોટું, એ પણ સ્વાર્થને માટે. "

( સ્વાર્થ ધીમે ધીમે અદ્રષ્ય થતો દેખાય છે અવાજ થઇ
સીન જોડાઇ જાય છે.

તમો શા વિચારમાં હતાં ?

નટી: હું પણ એજ વિચાર કરતી હતી.

સુત્રધાર: અહા ! પ્રભુ ! ત્હારી કૃપાનો પાર જ નથી; હું જે
વિચાર કરતો હતો તે જ વિચાર દેવીના.

નટી: આવું હોય ત્યાં જ સુખમય સંસાર નીવડે.

(બન્ને જાય છે.)

બાળાઓ:—

સ્વાર્થ માટે સંસાર ધૂળધાણી કરતા,
સુખ સ્વપ્નમાંહિ નિશદિન સહુ ગોથાં ખાતા;
માત તાત બ્હેન ભાઇને સંહારતા. સ્વાર્થ૦
અંધ બની પાછું વળી જોતા કદી નહિ,
જીવન નષ્ટ પોતા પરાયાનું કરતા ફરતા. સ્વાર્થ૦

(પડદો પડે છે.)

---

# અંક પહેલો.

પ્ર. પહેલો :

સ્થળ : ડૉકટર પાર્વતીનાથના બંગલાનો સેન્ટ્રલ હોલ. [આજે રજનીનાથનો જન્મ દિવસ હોવાથી તેની ખુલાશીમાં તેને (હોલને) ઘણોજ શણગારેલો છે. બેઠક ગાદીતકીઆ વાળી છે. પારસી તથા યુરોપીઅનો માટે બાજુમાં ખુરશીઓ ગોઠવેલી છે. રજનીનાથ આનંદના તોરમાં ઉસ્તાદી ગાયનની એકાદ લીટી ગાતો ગાતો પ્રવેશ કરે છે]

રજનીનાથ : " જે માનવી આ જીવનમાં કંઇ સ્વાર્થને સમજે નહિ;
તે માણેક નહિ પથ્થર હશે જેની કીંમત જરીયે નહિ."

[ એકાએક વિચિત્ર જાતનો અવાજ થઇ સ્વાર્થનું પસાર થવું ]

આજે મારા જન્મ દિવસની મીજલસમાં શાંતિનાથ તથા તેની પુત્રી રજની આવશે. એના જેવી ન્યાતમાં સ્વરૂપવાન તથા ચાલાક બીજે મળવી મુશ્કેલ છે. હું એને મ્હારી કરૂં તો ! એ મને મ્હારો ! આજે એવી રંગત બતાવું કે એ મનેજ જુએ. મનેજ ચાહે. એને મ્હારી કરતાં કેટલી વાર ?

શ્રીકાંત : (પ્રવેશી ખભા ઉપર હાથ લગાડી.) કેમ ભાઇ, શું વિચારમાં ડુબકી મારી છે ? ક્યાંક પણ તમારો સ્વાર્થ છુપાયો હોવો જોઇએ.

રજનીનાથ: ( શ્રીકાંત તરફ જોઇને સ્વગત ) આની સાથે મારો શું સ્વાર્થ છે ? અભ્યાસમાં મદદ કરે છે. કયારેક સલાહ પણ આપી શકે છે. એની સાથે મિત્રતાની જરૂર છે. (પ્રકટ) કંઇ નહિ. આજની મીજલસમાં રજની તથા તેના પિતા આવવાના છે, તે વિચારમાં હતો.

શ્રીકાંત : ત્યારે કે'હેને કે તારે જરા રજની ઉપર જરા ( બે હાથ મેળવી ) એમ છે, ( હસે છે. ) મારો વ્હાલો સ્વાર્થ વિના વાતજ કરતો નથી; એ સ્વરૂપવાન તથા ચાલાક છે, એને મેળવી તું સુખી થઇશ.

[ પાર્વતીનાથ આવતા જણાય છે ]

રજનીનાથ: (ચુપ રહેવાનો ઇશારો કરે છે ) પિતાજી આવે છે.

પાર્વતીનાથ: કેમ છો શ્રીકાન્ત ! ( બન્ને મિત્રો નમન કરે છે )

શ્રીકાંત: ઠીક છે.

[ સુંદરબા પ્રવેશ કરે છે ]

સુંદરબા : કેમ ભાઇ શ્રીકાંત, ( શ્રીકાંત નમન કરે છે ) ખુશીમાં છો ને ?

શ્રીકાંત : હજી, ખુશીમાં છીએ.

[ શાંતિનાથ તથા રજની પ્રવેશ કરે છે ]

પાર્વતિનાથ: પધારો, શાંતિનાથભાઇ ! બીરાજો. ( બેસાડે છે રજની તથા રજનીનાથનાં નયનોથી એકબીજાને આવકાર અપાય છે)

સુંદરબા : આવો રજની ! (ભેટે છે બેસાડે છે સ્વગત્) આવું રત્ન મ્હારા રજનીનાથને મળે તો કેવું સારૂં ! બન્નેની જોડ કેવી શોભે ? દીનદયાળ તારી મરજી હશે તેમ થશે.

[ ઉસ્તાદજી સારંગી તથા તબલાં વાળા સાથે પ્રવેશ કરે છે ]

પાર્વતિનાથ: આવો ઉસ્તાદજી, તમે તો ( ઘડીયાલ જોતા ) બરાબર

વખતસર જ આવી પહોંચ્યાને શું ! એક મિનિટનો પણ ફેર ન પડયો.

ઉસ્તાદજી : (ફુલાતો) અમે તો જ્યાં જઇએ ત્યાં ટાઇમસર જ જઇએ; વળી આપની સાથે અમારે ઘર જેવો સંબંધ રહ્યો એટલે અમારી ફરજ છે કે મોડું ન જ અવાય.

પાર્વતિનાથ : (સ્વગત્) "વરને તેની મા વખાણે" તેને બદલે પોતેજ પોતાના વખાણ કરવા માંડયાં ને શું !

( પ્ર ) એમજ હોયને. (સ્વગત્) ઇશ્વરલાલ કેમ હજુ સુધી દુકાનેથી આવ્યો નહિ ? (પ્રગટ) રામા !

રામો : જી. જી. આવો.

પાર્વતિનાથ : જા મોટે ભાઇલા બોલવુન યા.

રામો : જાતો.

પાર્વતિનાથ : ધવત્ જા ( રામો જાય છે )

[ ઓળખાણવાળા, ગ્રાહકો, સ્નેહીઓ વગેરે એક પછી એક આવવા આવવા માંડે છે—ડોકટર તેઓને આવકાર સાથે યોગ્ય આસને બેસાડતા જાય છે. સુંદરબા સ્ત્રીઓને આવકાર સાથે યોગ્ય સ્થાને બેસાડે છે ]

ઇશ્વરલાલ : [ પ્રવેશ કરતો નમન કરીને ] પિતાજી હું આવતો જ હતો; માત્ર મેળ મેળવી તીજોરી બંધ કરાવવા જેટલીજ વાર હતી.

પાર્વતિનાથ : તને આવતાં વાર થઇ તેથી ચીંતા થતી હતી. [બેસે છે]

ઇશ્વરલાલ : (સ્વગત્) પિતાજીનું હૃદય કેવું છે ! મને આવતાં જરા વાર લાગી એટલામાં તો ચિંતા કરવા માંડયા આવા પિતા સહુને મળજો. (બેસે છે)

પાર્વતિનાથ : [ ઉસ્તાદજીનો સ્વર સાંભળતાં ] ઉસ્તાદજી ચલાવો.

[ ઉસ્તાદજી તબલાંના ઠેકા સાથે તથા સારંગીના સૂર સાથે ગાયન શરૂ કરે છે. ]

[ ગાયન પુરૂં થતાં વાહવાહના પોકાર સાથે તાળીઓના ગડગડાટ ]

પાર્વતિનાથ : વાહવાહ ઉસ્તાદજી, ઘણું સરસ સંગીત સંભળાવ્યું.

[ ઉસ્તાદજી ઉભા થઈને સલામ કરી બેસી જાય છે ]

ભાઈ, રજનીનાથ! તને ખાંસાહેબે શીખવેલું ગાયન ગાઈ સંભળાવીશકે ?

રજનીનાથ : ( સ્વગત ) ઠીક તક મળી (પ્રકટ) હા......જી

" રજનીને મેળવવાનો એકજ આ ઇલાજ છે.

સ્વાર્થ મ્હારો સાધવો એજ મારૂં કામ છે."

પાવતિનાથ : એમાં શરમાવાનું કાંઇ કારણ નથી. તારી ભૂલ થશે તો કોઇએ મશ્કરી નહિ કરે, તું તો હજી શીખાઉ છે ને !

[ રજનીનાથ ગાયન શરૂ કરે છે ]

[ ગાયન પુરૂ થતાં વાહવાહના પોકાર સાથે તાળીઓનો વધારે જોરથી ગગડાટ, સુંદરબા એકદમ તેને પકડીને ભેટી પડે છે ]

સુંદરબા : ગાંડો છોકરો, આવું સરસ આવડતું હતું ત્યારે શરમાતો હતો શા માટે ?

ઉસ્તાદજી : એને કોઇ પણ ચીજ શીખતાં વાર લાગતી જ નથી.

રજની : ( રજનીનાથ તરફ નીહાળીને જોતી સ્વગત ) એ મને પરણે તો ? પરણશે ? હું સુખી થઇશ ?

રજનીનાથ : [ સ્વગત ] એ ગોળનું ગાડું મારા તરફ ઢળી હોય એવું લાગે છે બસ ફતેહ છે ફતેહ !

શાંતિનાથ : ( સ્વગત ) છોકરો ચાલાક દેખાય છે. મારી રજની એને આપું તો ?

[ પાન સોપારી અપાવા માંડે છે દરમ્યાન ગાનારીઓ એક બીજું ગાયન ગાય છે. ]

(ગાયન પુરૂં થતાં બધાં ધીમે ધીમે વીખેરાવા માંડે છે. શાંતિનાથને ડોકટર રોકાવાની ઇશારત કરે છે. શ્રીકાંતને રજનીનાથ રોકાવા કહે છે રજનીને સુન્દરબા રોકે છે. ઉસ્તાદજીને આપવા માટે ઇશ્વરલાલ પૈસા કાઢે છે. થોડા ગયા, થોડા જવા માંડે છે. થોડા રહ્યાં છે. દરમ્યાન જ પડદો પડે છે ) અવાજ સાથે સીન ટ્રાન્સફર.

# અંક પહેલો.

## પ્રવેશ બીજો.

સ્થળ : (રજનીનાથનો અભ્યાસગૃહ—એક બાજુ ખુરશી ટેબલ. બાજુમાં કપાટમાં ચોપડીઓ વગેરે અભ્યાસ માટેનો સામાન—બીજી બાજુ હારમોનીયમને ખુરશી, દીલરૂબા ખીંટી ઉપર ભરવેલું—વગેરે )

રજની : ( પ્રેમ ગીત ગાતી ગાતી પ્રવેશ કરે છે.)

(ગાયન. પુરૂં થતાં સ્વગત) પ્રેમ કેવું આકર્ષણ હશે ? મેં એને જ્યારથી જોયા છે ત્યારથી મારૂં જીવન જાણે એના મયજ થઇ ગયું હોય એવું લાગે છે. એની પાછળ ભાન તથા સાન ખોઈ બેઠી છું. શું એને પણ એમ થતું હશે ? ( આમ તેમ જોતી ) તેઓ અહીંજ આવે છે. બાજુમાં રહીને સાંભળું કે એનું વલણ મારા પ્રત્યે કેવું છે ? (છુપાય છે.)

રજનીનાથ : [ શ્રીકાંત સાથે પ્રવેશ કરે છે ] શ્રીકાંત, વિદ્યાર્થી જીવન કેવું સુખમયછે? નહિ કમાવાની ચિંતા કે નહિ ઘરની—બસ ખાવું, પીવું, અને કોલેજમાં જવું સુખનાંજ સ્વપ્નાં આવ્યા કરે, આવું જીંદગીભર રહ્યા કરતું હોય તો કેવી મઝા ? પરમાત્મા

સંસારના ભારનો શ્રાપ આપણા માથાં ઉપર ન નાખે તો કેવું સારૂં ? કાંઈ ચિંતાજ ન રહે.

શ્રીકાંત : વિદ્યાર્થી જીવન આપણને એટલા માટે મળે છે કે આપણે ભવિષ્યમાં કમાવાની શક્તિ મેળવી શકીએ, આપણી કેળવણી આપણને સંસાર વ્યવહારના સુખ દુઃખો વેઠવા માટે મજબુત થતાં શીખવે. જીંદગીભર સુખ રહેતું હોત તો કોઇ મહેનતજ ન કરત. સંસારનો ભાર કોને માથે નથી પડતો ? ત્હારાં લગ્ન થશે પછી કમાવું, ઘર ચલાવવું, વગેરે ચિંતાઓ ત્હારે માથે પડશે. આ સ્થિતિ કયાં સુધી રહેશે ?

રજનીનાથ : ત્યારે તો એમજ કહેને કે સ્વાર્થ સાધવામાં કુશળ થવું.

શ્રીકાંત : સ્વાર્થ આલોક માટે સાધવો અને પરમાર્થ પરલોક માટે બન્ને સાથેજ સાધવાનાં.

રજનીનાથ : (ક્રોધથી) શું બોલ્યો ? પરમાર્થ ? એ શબ્દ મારા શબ્દ-કોષમાં નથી મારી પાસે સ્વાર્થ શિવાયની સર્વે વાતો નકામી છે.

શ્રીકાંત : " મોટા થશો સુખી થશો, પરમાર્થ કાંઇ કરશો નહિ ? પેટ પોતાનું ભરો સુખ ભોગવો, પરમાર્થને જોશો નહિ ?!!

રજનીનાથ : નહિ નહિ, (વિચિત્ર અવાજ થઇ પડદામાં સ્વાર્થ દેખાય છે)
" બસ સ્વાર્થ સાધું સ્વાર્થ સાધું એજ મારૂં નિશાન છે.
વિણુ સ્વાર્થની વાતો બધી મને ઝેર સમાન છે. "

રજની : (સ્વગત) આ સ્વાર્થના રમકડાં સાથે લગ્ન ગ્રંથીથી જોડાઇ હું સુખી થઇશ ? એક વખત હું મારૂં હૃદય એને અર્પી ચુકી હવે એ બીજાનું નહિજ થાય. મારૂં માથું હું વિધાતાને ખોળે મુકી વિરમું છું. જે થવાનું હશે તે થશે. ઓ પુજ્ય માતા ભવાની ! આ બાળકીની લાજ તારે હાથ છે. (જાય છે)

શ્રીકાંત : (સ્વગત) જે આટલો બધો સ્વાર્થમાં અંધ છે તેની સાથે મૈત્રી નીભશે ? મને નથી લાગતું (જાય છે)

પાર્વતિનાથઃ (તેના મિત્ર શાંતિનાથ સાથે પ્રવેશ કરે છે) શાંતિનાથ ભાઇ ! આ અમારા રજનીનાથનો અભ્યાસ ગૃહ છે, ભાઇ રજનીનાથ ! શાંતિનાથ કાકાને નમસ્કાર કર.

રજનીનાથ : (પ્રણામ કરતો) પધારો મુરબ્બી, બાળકને શી આજ્ઞા છે ?

શાંતિનાથ: (સ્વગત) છોકરો વીવેકી જણાય છે (પ્રકટ) ભાઇ, શું અભ્યાસ કરો છો ?

રજનીનાથ: બી. એ. ના છેલ્લા વર્ષમાં અભ્યાસ કરૂં છું.

શાંતિનાથ: (સ્વગત) જરા દાણો દાબી જોઉં (પ્રગટ) બી. એ. થયા-પછી કઇ લાઇન લેવાનો તમારો વિચાર છે ? વકીલ થશો કે ડોકટર ?

રજની : (સ્વગત) શું વાતો કરે છે તે છુપાઇને સાંભળું.

રજનીનાથ : આપણો સમાજ એવો છે કે ઘેટાના ટોળાંની માફક એકે જે દીક્ષા લીધી હોય તેના તરફજ વળ્યા કરે છે ડોકટરો અને વકીલો એટલા તો વધી ગયા છે જેનો પારજ નથી પણ એટલું એ નથી સમજતા કે એટલામાં પોતે નભશે કે નહિ ? ઘણાય બ્રીફલેસ બેરિસ્ટરો જોવામાં આવે છે. વળી ઘણાય ડાકટરો મોટા ખર્ચામાં પડી, માબાપોની મીલ્કતોની પાયમાલી કરી, મોટાં દવાખાના ખોલી બગાસાં ખાતાં બેસી રહેલા દેખાય છે અને છેવટે નિરાશ થઇ દુઃખી થાય છે. તો મારો વિચાર આવા અનુભવ ઉપરથી એવો થાય છે કે એવી કોઇક લાઇન લેવી કે જેથી પુષ્કળ પૈસા પેદા કરી, સુખી થવાય, હું તો વિલાયત જઇ વેપાર ધંધામાં કુશળ થવા ઇચ્છું છું ત્યાં વેપાર સંબંધી જ્ઞાન મેળવી અહીં આવી એક મોટી ઓફીસ ખોલીશ.

શાંતિનાથ: પછી શું કરશો ?

રજનીનાથ: પછી એકસ્પોર્ટ ઇમ્પોર્ટનું કામ ચાલુ કરીશ. અહીંની પેદાશની ચીજો દૂર દેશોમાં મોકલીશ અને ત્યાંની ચીજો અહીં મંગાવવાની એજન્સી રાખીશ.

રજની: (સ્વગત) હા...શ હવે હું સુખી થઇશ.

શાંતિનાથ: (પાર્વતિનાથને) છોકરો છે તો ચાલાક, આજકાલના છોકરાઓ આપણી ન્યાતના ઘણાએ જોયા; પણ આવો હુશીયાર કોઇ પણ દેખાતો નથી. (સ્વગત) મારી રજનીનાં લગ્ન આની સાથે કરવાની વાત કરૂં તો ?

રજની: (સાંભળતી સ્વગત) હા...શ મારાં હૈયામાં અમૃત રેડાયું.

પાર્વતિનાથ: એને પહેલેથીજ એવી કેળવણી આપી છે કે એ સ્વતંત્ર વિચારનો થાય. આપણે બાળકો ઉપર સખત દાબ રાખવા જોઇએ તો તે બગડે અને બુદ્ધિનો વિકાસ થતો અટકે તેથીજ એનાં કુમળાં મગજ ઉપર અંકુશ ન રાખતાં મરજી મુજબ ખીલવા દીધો છે.

શાંતિનાથ: અંકુશ નજ રાખવો અને જેમ ફાવે તેમ વર્તે ને સંગત સારી ન હોય તો તો બાળકો બગડે એમ મારૂં માનવું છે.

પાર્વતીનાથ: અંકુશ રાખવોજ નહિ એવો મારો અભિપ્રાય નથી પણ હદબહાર અંકુશ ન રાખતાં, તેને સારાં વાતાવરણમાં રાખી, માત્ર નામનાજ અંકુશથી, બાળકોની ખીલવટમાં અડચણ ન કરવી એવો મારો મત છે. સમજ્યા?

શાંતિનાથ: પાર્વતીનાથ ભાઇ ! જરા ખાનગી વાત કરવા માગું છું. આપને વખત હોય અને દવાખાને જવાની ઉતાવળ ન ન હોય તો પાંચેક મિનિટ વાત કરૂં.

પાર્વતિનાથ: ભાઇ રજનીનાથ ! જરા ત્હારાં બાને જઇને કહે કે શાંતિનાથ ભાઇ માટે ચ્હા લાવે અને દવાખાને ટેલીફોન કરી દે કે ડોક્ટર પાએક કલાકમાં આવે છે.

રજનીનાથ : જેવી આજ્ઞા [બન્નેને નમસ્કાર કરીને જાય છે ]

શાંતિનાથ : મારી પુત્રી રજનીના લગ્ન આપના પુત્ર રજનીનાથ સાથે કરવાનો મારો વિચાર છે. આપની સમ્મતિ હોય તો નક્કી કરી ચાંદલો કરીએ. નામ પણ મળતાંજ આવે છે. જોડી સારી લાગશે વળી આપણી મિત્રતામાં વધારો થશે.

પાર્વતિનાથ: મોરના ઇંડાંને ચીતરવું પડતું નથી. આપના જેવા કુળવાન સગા અને સ્નેહિ બીજે ક્યાં મળવાના હતા ? કન્યા પણ સ્વરૂપવાન અને ચાલાક છે. ભલે તેમ કરો હું અંતઃકરણ પૂર્વક ખુશી છું આનંદની ઘડી આવી મળતી હોય તો તેને પાછી ધકેલું એવો મૂર્ખ હું નથી મારી સમ્મતિજ હોય. એમાં પૂછવાનું શું ?

શાંતિનાથ : આવા કામમાં પૂછ્યા શિવાય હીંમત ન ચાલે એ સ્વાભાવિક છે.

(સુંદરબા ચ્હાના પ્યાલા લઇને આવે છે રજનીનાથ સાથે આવે છે)

પાર્વતિનાથ: દેવી, કેમ ચાટીને ચ્હા લઇને મોકલવો હતો ને ? તમે શા માટે લાવ્યાં ?

(ચ્હાના પ્યાલા આપે છે બન્ને પીવા માંડે છે.)

સુન્દરબા : નાથ ! આપણા આવા સારા સગા અને સ્નેહિને તો હું મારે હાથે ચ્હા લાવીને પાઉં એમાંજ મારૂં માન સમાયલું છે.

પાર્વતિનાથ: દેવી ! તમારી સમ્મતિ ન લેતાં એક સાહસ કરી બેઠો છું.

સુંદરબા : જ્યાં મન એક છે ત્યાં સંમતિની જરૂર નથી. તમારી ઇચ્છા એજ મારી ઇચ્છા; શું સાહસ કર્યું ?

પાર્વતિનાથ: તે એજ કે ભાઇ રજનીનાથનું લગ્ન આપણા શાંતિનાથ ભાઇની પુત્રી રજની વેરે નક્કી કરવાની હીંમત બેઠી છે.

સુંદરબાઃ એમાં પૂછવાનું શું ? એતો દૂધમાં સાકર ભળી. (સ્વગત) પરમાત્મા, ત્હારી કૃપાનો પાર જ નથી, મારા મનની

ઇચ્છા પાર પડી. (પ્ર.) આ વાત સાંભળી હું બહુજ હરખાઇ, ચમકતા તારા જેવી વહુ ઘરમાં આવી ! સુખનો સુર્ય ઉગ્યો શાંતિનાથભાઇ ! આજનો દિવસ શુભ છે. હું સામગ્રી લઇ આવું. [કંકુ નાળીયેર વગેરે લઇને આવે છે.]

શાંતિનાથઃ બ્હેન ચાંલ્લો કરો ( રજની ખુશી થતી રજનીનાથ તરફ સ્નેહભરી આંખે જુએ છે. સુંદરબા રજનીનાથને ચાંલ્લો કરે છે. ) મારી પુત્રી રજની આપના પુત્ર રજનીનાથને આપી. હવે હું રજા લઇશ. રજની, બ્હેન ચાલો.

પાર્વતિનાથઃ ચાલો આપણે સાથેજ જઇશું મોટર તૈયાર છે.

( ડોકટર, શાંતિનાથ તથા રજની જાય છે, રજની શરમાતી રજનીનાથ તરફ મીઠી નજરે જોતી જાય છે, રજનીનાથ પણ શરમાતો એના તરફ જુએ છે. પ્રણામ કરી વાંચવા માટે ખુરશી ઉપર બેસવા માંડે છે. હાથમાં ચોપડી લે છે. સુંદરબા અંદરથી જવા માંડે છે.)

પડદો પડે છે.

પ્ર. ત્રીજો કોમીક.

સ્થળઃ કંપાઉન્ડર સાંકળચંદનુ ઘર. (બાજુમાં એક ખુલ્લી અભરાઇ છે તેમાં થોડીએક બાટલીઓ પડી છે, બાકી તુટી ફુટી ખુરશી તથા જુનું એવું ટેબલ છે. ખીંટી ઉપર સ્ટેથેસ્કોપ ભરવેલું છે.)

( સાંકળી ગાયન ગાતી પ્રવેશ કરે છે )

સાંકળીઃ આ " સ્નેહસુનાં સંસારમાં સ્નેહ ક્યાંય રહ્યો હશે ?
કે કાંઇ આબરૂની બીકમાં, ન્હાસી ક્યાંય ગયો હશે ? "

મારા બુદ્ધિના બોકડા અને લાગણીના બુઠ્ઠા પતિને " આબરૂની બીક છે. " એ બીકમાં ને બીકમાં સ્નેહને સંભારતાય નથી.

સાંકળચંદઃ " બીજું બધું તો ઠીક છે પણ આબરૂની બીક છે."
બાઇઓ ગમે તેમ કરો પણ આબરૂ સાચવીને કામ

કરો. એક વખત ગએલી આબરૂ પાછી મેળવતાં ઘણા જોખમમાં આવી પડાય છે માટે જ્યાં જાઓ ત્યાં આબરૂને સાચવજો. " ક્યાંક વેરાઇ ન જાય. " "બીજું બધું તો ઠીક છે. પણ આબરૂની બીક છે. "

સાંકળીઃ ( સ્વગત્ ) લ્યો યાદ કરતાંને જ પધાર્યાં ને શું ?(પ્રગટ) ઓ " આબરૂઘેલા માનવી, છે વાત મારી માનવી ? "

સાંકળચંદઃ " માનવી કે દાનવી, પણ વાત તારે માનવી. " મ્હારે નહિ માનવી.

સાંકળીઃ કબુલ તમારી વાત મારે માનવી અને મારી વાત તમારે પણ માનવી. પણ " આબરૂઘેલા " ભરથાર પ્રીતને ક્યારેક પણ સંભારશો ? કે આમ ઘેલાંજ કાઢયા કરશો ?

સાંકળચંદ : પ્રાંણી ઘણાંએ જોયાં પણ આતો નવું નામ સાંભળ્યું. બતાવ. જલદી બતાવ. મારી પ્રીતની પુતળી. એ પ્રાણી ક્યાં છે ? કેવું છે ?

સાંકળી : (સ્વગત) આ પત્થરને હું શી રીતે સમજાવું ? (પ્રગટ) પ્રીત તે કાંઇ જોઇ શકાય કે અનુભવી શકાય ? કાંઇ સમજો છો કે નહિ ?

સાંકળચંદ ; નથી સમજાતું સમજાવ.

સાંકળી : કરી બતાવું કે કહી બતાવું ?

સાંકળચંદ : કરી બતાવ.

સાંકળી : ( દોડીને ભેટે છે ) મારા પ્રાણપતિ !

સાંકળચંદ : ( ચમકે છે ) મારી પાનની પટ્ટી. ( ગભરાય છે ) અરે દોડો દોડો મારી આબરૂને બચાવો. મને બચાવો. આ મને ભેટે છે ને મારી આબરૂ પડી જાય છે.

સાંકળી : અરે ગભરાઓ છો શા માટે ? હું તો તમારી સ્ત્રી. મારી સાથે પ્રીત કરવામાં કાંઇ વાંધો નહિ. તમારી આબરૂ સહીસલામત રહેશે; એને રામની રક્ષા.

સાંકળચંદ : એ...મ–હું તો એમ સમજ્યો કે કોઇ બીજી મારા ઉપર મોહિત થઇને મને ભેટી. જેથી હું ગભરાયો, "બીજું બધું તો ઠીક છે પણ આબરૂની બીક છે." ભાઇઓ હું તમને વારંવાર કહું છું કે આબરૂ સંભાળજો.

નેપાળદાસ : ( ઊંધું ઘાલી સામેથી પ્રવેશ કરતાં સાંકળચંદને ભટકાય છે તે જોતો નથી કોણ ભટકાયું ? બીએ છે.)

સાંકળચંદ : ઓય મારા બા...પ ! આ વળી કોણ અથડાયું ? "બીજું બધું તો ઠીક છે પણ આબરૂની બીક છે."

[ નીચું જોઇ રહે છે]

નેપાળદાસ : ભાઇ, જરા ઉંચું તો જુઓ, એતો હું નેપાળદાસ.

સાંકળચંદ: અહો ! નેપાળદાસભાઇ ? જરા અથડાયા વિના વાત કરવી હતીને ?

નેપાળદાસ: જરા ઊંચુ જોયું હોત તો ન અથડ

સાંકળચંદ: નીચું જોવાનું કારણ છે. આપણે રસ્તામાં જતા હોઇએ. કોઇ સારા માણસની સાથે આપણી નજર મળી, સમય બારીક છે—કળીકાળ છે—ન કરે નારાયણને એનું દીલ આપણા તરફ ઢળ્યું તો..."બીજું બધું તો ઠીક છે પણ આબરૂની બીક છે." સમજ્યા–નેપાળચંદ ઓધાચંદ.

નેપાળદાસ: તું ઓધો ને બાપેય ઓધો, મોટો આબરૂની બીકવાળો ન જોયો હોય તો ( ચાળા પાડતો ) આબરૂની બીક છે ને બીજું બધું ઠીક છે, મોટા આબરૂદારના બેટા ન જોયા હોય તો.

કાણુથીઃ ( પ્રવેશ કરે છે. સાંકળચંદને ભટકાય છે. તે બીએ છે ધ્રુજવા માંડે છે. )

સાંકળચંદઃ ઓય મારા બાપ " બીજું બધું તો ઠીક છે પણ આગ-રૂની બીક છે. "

કાણુથીઃ ( ચમકીને આઘી ખસતી સ્વગત ) બુદ્ધિનો બોકડો જોતોય નથી અને ભટકાય છે.

નેપાળદાસઃ અરે ઓ ચકરમ, જરા ઉંચુ જોઇને ચાલતાં શીખી ભટ-કાવાનું ભુલી જા. તારી માને કેમ ભટકાય છે ? જોતોજ નથી ?

સાંકળચંદઃ તારી મા.

નેપાળદાસઃ તારી મા.

કાણુથીઃ સાંકળી બહેન, આ તમારા પત્થર પતિને માણસમાં લાવો જરા રીત ભાત શીખવો નહિ તો કયાંક માર ખાઇ બેસશે.

સાંકળીઃ હું શું કરૂં ? સમજાવીએ છીએ તો સમજતા નથી; કહીયે છીએ તો સાંભળતા નથી; મનાવીએ છીએ તો માનતા નથી ! અરે ! મારા પરમેશ્વર; આની સાથે શે ભવ જશે ? ( નિશાસો નાંખે છે )

કાણુથીઃ બહેન દુઃખી ન થાઓ. પડયું પાનું સધારી લ્યો; પુરૂષને ઠેકાણે લાવવાનું કામ આપણું છે.

નેપાળદાસઃ અરે ઓ બીકણ બીલાડી, જરા તારી સ્ત્રીનું સાંભળતો જા, આવો ડોબા જેવો કયાં સુધી રહીશ ?

સાંકળચંદઃ તું ડોબો ને તારો બાપ ડોબો મોટો શીખામણ આપવા આવ્યો છે તે !

સાંકળીઃ (ગુસ્સે થઇ) અરે એય ! કોઇનું સાંભળશો તો સુખી થશો એ બીચારા શું ખોટું કહે છે !

સાંકળચંદ: શું સાંભળે ? તારૂં કપાળ ? શું મારી આબરૂ જવા દઉં ? એ કદાપિ નહિ બને " બીજુ બધું તો ઠીક છે પણ આબરૂની બીક છે. "

નેપાળદાસઃ એને તો આબરૂનીજ બીક છે-મુર્ખ છે ચાલો કાણુલી ! આપણે જઇએ; સાંકળી બહેન એને જરા સમજાવજો.

સાંકળીઃ એને મારા સિવાય કોઇ ઠેકાણે નહિ લાવે; એ મારૂંજ કામ છે; આવજો કાણુલી બહેન મળતાં રહેજો.

કાણુલી: તમે પણ આવજો ( નેપાળદાસ તથા કાણુલી જાય છે )

સાંકળચંદ: હું કયાં ઠેકાણા વગરનો છું તે મને ઠેકાણે લાવવાની વાત કરે છે ?

સાંકળીઃ તમારૂં ઠેકાણે છે ? ( માથું બતાવતી ) ઠેકાણે હોત તો આમ ન થાત.

સાંકળચંદ: મારૂં ઠેકાણે નથી ને તારૂં છે કેમ ? બહુ બોલતાં શીખી છે ( મારે છે )

સાંકળીઃ ન બોલું તો શું કરૂં ? ( રડે છે ) મારો છો શા માટે ? રસોઇ નહિ કરૂં.

સાંકળચંદ: " બીજું બધું તો ઠીક છે પણ આ ઘરવાળાંની બીક છે." હવે નહિ મારૂં. મારી બાપુડી. છાની રહે. (પંપાળે છે)

સાંકળીઃ કેવા ઠેકાણે આવ્યા ?

( બન્ને જાય છે પડદો પડે છે )



# અંક પહેલો.

## પ્રવેશ ૫ મો.

સ્થળ—ડો. પાર્વતિનાથના રૂમનો એક ભાગ. (બીમાર હાલતમાં આરામ ખુરશીમાં બેઠા છે. બાજુમાં સુંદરબા ખુરશીમાં બેઠાં છે ઇશ્વરલાલ દુકાને ન જતા તે પણ બેઠા છે. રજનીનાથ પણ બેઠો છે. પ્રભુરાય દાદાની સેવામાં ગુથાયેલો છે.)

પાર્વતિનાથ: દેવી ! મને આ વખતની માંદગીથી એવી દહેસત રહે છે કે કદાચ આ જીંદગીનો અંત આવી જાય.

સુન્દરબા: નાથ ! એમાં ચિન્તા કરવાનું કશુંએ કારણ મને લાગતું નથી શરીરની સ્થિતિ હમેંશાં એક સરખી રહેતી નથી. તેને જ્યારે આરામની જરૂર પડે ત્યારે તે માંદગીથી ભોગવી લે, તેની મુદ્દત ખલાસ થાય એટલે પાછું ઠેકાણે આવી જાય.

પાર્વતિનાથ: સમયનો ફટકો દરેકને લાગે છે–તમે જાણો છો કે આપણે હવે વૃદ્ધ થયાં–આ ઉમ્મરે બીમારી આવે તેનું પરિણામ શું આવે ? આજે નહિ તો કાલે–એક દિવસ તો જવાનું.

સુંદરબાઃ ( રડે છે ) નાનું અગર મોટું, ગમે ત્યારે પણ જવાનુંજ—એક સ્ત્રીની પાસે જ્યારે એનાજ પતિદેવ આવા આવા શબ્દો બોલે ત્યારે તેની શી સ્થિતિ ? એના હૃદયને શું દુઃખ થતું હશે એ ખ્યાલ એને કયાંથી આવે ?

પાર્વતિનાથઃ રડો છો શા માટે ? (સુન્દરબા ધ્રુસ્કાં મુકી રડે છે) દરદી પાસે રડાય ? ( સ્વગત્ ) દેવીને ખોટું લાગ્યું.

સુન્દરબાઃ એક અબળાને રડવા શિવાય બીજું કયું આશ્વાસન હોય ? તમે આવું બોલો ત્યારે રડું નહિ તો શું કરૂં ? અમારો એજ દિલાસો,માણુસ ઘણીએ વખત માંદા પડતાહશે શું એમ જ થતું હશે ? "મૃત્યુ" શબ્દ મ્હારૂં હૃદય વલોવી નાંખેછે.

પાર્વતિનાથઃ તમને ખોટું લાગ્યું ? જો એમ જાણુતો હોત તો આવું બોલતજ નહિ. પ્રભુરાય ! જા જરા હકીમ સાહેબને બોલાવી લાવ. ઈશ્વરલાલ ! તું કરસનદાસ ભાઇને બોલાવ, કહેજે કે ખાસ કામ છે.

[ નમન કરી બંન્ને જાય છે. ]

સુન્દરબાઃ [ સ્વગત્ ] પતિની માંદગીની વાત જાણી કઇ એવી સ્ત્રી હોય કે જેનું હ્રદય ન દુઃખાય ? જેના આધારે તે જીવે છે, તેનીજ જ્યારે આવી સ્થિતી હોય ત્યારે તેને શું થતું હશે ? [ પ્રકટ ] પ્રાણેશ ! શા વિચારમાં ઉતરી ગયા છો ! કહેશો ! જરા આરામ લ્યો. જે સહુનાં, જીવન પોષી રહ્યો છે તે સહુ સારા વાનાં કરશે. ચિંતાથી શરીરને નુકશાન પહોંચે.

પાર્વતિનાથઃ [ સ્વગત્ ] એ બીચારી શું જાણે કે મારી સ્થિતિ શું છે ! આ દરદ મારી જીંદગી ટકવા દે એમ લાગતું નથી

[ પ્રગટ ] ચિંતા કરવાથી શો લાભ ? ભલે જીંદગીને ટકવું હોય તો ટકે પણ " પાણી પહેલાં પાળ બાંધવી " એ સૂત્ર પ્રમાણે દરેક વ્યવસ્થા કરવામાં શું ખોટું ?

સુંદરબાઃ શું વ્યવસ્થા કરવા ધારો છો ?

પાર્વતિનાથઃ આપણી હયાતી બાદ આપણા બાળકો જો કે સુશિક્ષિત છે છતાં કજીઓ કોર્ટે ન ચઢે તે માટે વીલ વગેરેની વ્યવસ્થા કરવા કરસનદાસભાઇને બોલાવ્યા છે.

ઇશ્વરલાલઃ [ કરસનદાસ શેઠ સાથે પ્રવેશી ] પધાર્યા છે.

પાર્વતિનાથઃ પધારો કરસનદાસભાઇ ! તમને ફુરસદ છે કે ? મારે જરા ખાનગી વાત કરવી હતી જેથી આપને બોલાવ્યા હતા.

કરસનદાસઃ ગમે તેવું કામ હોય પણ ખરી મિત્રતા એજ છે કે ખરે વખતે કામ આવીએ. કામ તો રોજનું રહ્યું એની એજ ઘટમાળ ચાલ્યા કરે; કહો શું કામ હતું ?

સુન્દરબાઃ [ સ્વગત્ ] મિત્ર હો તો આવાજ હજો, ખરે વખતે ગમે તેટલું નુકસાન ન સહન કરીને પણ આવ્યા [પ્રગટ] ભાઇ અમારે તમારો આધાર છે.

કરસનદાસઃ આધાર ઇશ્વરનો ખરો. આપણે તો નિમિત માત્ર છીએ. ભાઇ, આપને શું કહેવું છે ?

પાર્વતિનાથઃ [ સ્વગત્ ] દેવીને દુઃખ થાય એવો એક પણ શબ્દ ન ઉચ્ચારવો [ પ્રગટ ] મારી ઉમ્મર થઇ છે અને આવી માંદગીમાં સારૂં થતાં વાર લાગે; માટે આપણે અગાઉથી વ્યવસ્થા કરી રાખીએ એ ડહાપણનું કામ છે પછી શરીર ભલે ટકે.

કરસનદાસઃ વ્યવસ્થા કરી રાખવામાં લાભ છે.શું વ્યવસ્થા કરવાની છે?

રજનીનાથઃ ( સ્વગત ) જરૂર કાંઇ વીલ સંબંધી વાત કરવાની હશે.

જોઉં છું શું થાય છે. મ્હારો સ્વાર્થ નહિ સમજાય તો બધાની ખબર અકેક કોઈને નહિ છોડું.

પાર્વતિનાથ: સોલીસિટરને ત્યાં જઈ વીલ કરાવવાનું છે ( કાનમાં વાત કરે છે ) તેમાં દુકાનનું સર્વ કામ ઇશ્વરલાલને સોંપી મીલકતનો સરખો હિસ્સો બન્ને ભાઈઓને વહેંચી આપવાનો તેમાંથી પાંચ હજાર રૂપીઆ ગરીબ વિદ્યાર્થિઓને ચોપડીઓના ખર્ચ માટે આપવા વ્યાજે મુકી દેવાના-મકાન વગેરેની વ્યવસ્થા માટે તમને જેમ યોગ્ય લાગે તેમ કરશો રજનીનાથ તમને સોંપું છું, એનો વિચાર તમારી સાથે વેપાર ધંધામાં જોડવાનો છે.

રજનીનાથ: એ વીલની સામે હું સખત વાંધો ઉઠાવું છું.

પાર્વતિનાથ: શું ?

રજનીનાથ: દુકાનમાં મારો ભાગ જોઈએ તે–અને બીજું ગરીબ વિદ્યાર્થીઓ માટે પાંચ હજાર રૂપીઆ મને પુછ્યા શિવાય મુકયા તે,

પાર્વતિનાથ: મારી મિલકતની વેંચણી કરવી તેમાં તારી સલાહની જરૂર ખરી ? ઇશ્વરલાલને માટેજ દુકાન ખોલવામાં આવી છે; તેમાં તું શાનો ભાગ માગે છે ? એ બીચારો પેહલેથીજ સખત મહેનત કરતો આવ્યો છે; ગરીબ વિદ્યાર્થીઓને દાન આપી પરમાર્થ કરવો એમાં પણ તું આડો આવે છે ? મેં સ્વપ્ને પણ નહોતું ધાર્યું કે તું આવું પગલું ભરશે.

રજનીનાથ: મોટા ભાઈને દુકાન ખોલી આપી તેના બદલામાં મને શું આપ્યું ? મારા સ્વાર્થને આડે આવે તે પરમાર્થ મારે શું કામનો ?

સુન્દરબા: રજનીનાથ ! આ તું શું કરી રહ્યો છે તેનું તને ભાન છે ? કોની સામે બોલે છે ? શું વિવેક પણ ભુલી ગયો ?
( સ્વાર્થનું છાયા રૂપે પસાર થવું )

પાર્વતિનાથ: છોકરો હાથથી ગયો મારી હયાતીમાં આવું કરે છે તે પાછળથી શું નહિ કરે ? પોતાના સ્વાર્થમાં અંધજ બની ગયો છે, ઓ વિધાતા તેં શું ધાર્યું છે ? જ્યાં કુટુંબકલેશ, અને કુસંપ હોય તે ઘરનું શું થાય ? મને નથી લાગતું કે એ ભવિષ્યમાં સુખી થાય જે થાય તે ખરૂં.

કરસનદાસ: રજનીનાથ ! જરા પણ વાંધો ઉઠાવ્યો છે તો ધ્યાનમાં રાખજે કે મારી સાથે કામ છે; હું તને ફરીથી આવું વર્તન કરતો જોઇશ તો તને નહિ રાખું.

રજનીનાથ: [ સ્વગત ] અત્યારે શાંત થવામાં મજા છે નહિ તો બધું ખોઇ બેશીસ. ( પ્રગટ ) ઠીક ત્યારે [ બેસે છે— સ્વગત ] અત્યારે દાવ ખોયો પાછળથી હું જોઇ લઇશ કાંઇ વાંધો નહિ.

કરશનદાસ: રજનીનાથની ચીન્તા જરા પણ કરશો નહિ. એ મારો જ છે, એમ હું સમજું છું. ઘણીજ ખુશીથી એ મારી સાથે રહે અને કામ શીખી ભાગીદાર થાય ત્યારે એટલી ચિન્તા ઓછી ( સ્વગત ) એ સ્વાર્થનું રમકડું રખેને મને ન રમાડે; સાવચેતી રાખવી પડશે.

પાર્વતિનાથ: આ એની છેલ્લી પરિક્ષા છે. પાસ થયા પછી આપની સાથે જોડાશે.

કરસનદાસ: વીલ માટે હમણાંજ હું સોલીસિટરને ત્યાં જાઉં છું અને આપના કહેવા મુજબ લખાવી લાવું છું. આપની તબી-યત કેમ રહે છે ? હકીમની દવાથી ફાયદો લાગે છે ?

પાર્વતિનાથઃ જ્યાં કુસુંપ અને કુટુમ્બ ક્લેશનાં બીજ રોપાયાં હોય ત્યાં તબીયત સુધરવાની વાતજ શી ? ફાયદો લાગે છે કે કેમ એજ સમજાતું નથી. પણ દરદ વધતું નથી એટલું તો ચોક્કસ.

[ પ્રભુરાય હકીમજી સાથે પ્રવેશ કરે છે ]

પાર્વતિનાથઃ પધારો ! હકીમજી.

હકીમજીઃ મેં આપને જે દવા મોકલી હતી તેનાથી કેમ લાગે છે ?
[ નાડ જુએ છે પેટ વગેરે તપાસે છે. ]

સુંદરબાઃ આપની દવાથી કંઇ વધારો નથી તેમ કાંઇ ઘટાડો પણ નથી; છે એમનું એમ લાગે છે.

હકીમજીઃ આવાં દરદોમાં ખાસ આરામની જરૂર છે, અને બની શકે તો હવા ફેર માટે જવું જોઇએ.

કરસનદાસઃ તમારી સલાહ હોય તો તેમ કરીએ. માથેરાન ઠીક પડશે ? મારો બંગલો છે, ત્યાં માણસ મોકલી વ્યવસ્થા કરાવી આપું—હું પણ થોડા દિવસ સાથે આવીશ.

હકીમજીઃ ઘણું સરસ ત્યાંના હવાપાણી એકદમ માફક આવશે. આરામ પણ પુરતો મળશે.

પાર્વતિનાથઃ ક્યારે જઇશું ?

હકીમજીઃ જેમ જલદી જવાય તેમ સારૂં.

સુંદરબાઃ કાલેજ જઇએ.

કરસનદાસઃ આજે માણસ મોકલું છું; કાલે સાથે આવીશ—હવે હું રજા લઇશ.

પાર્વતિનાથઃ મેં કહ્યું તે મુજબ વ્યવસ્થા કરી, પછી આપણે જઇએ તો સારૂં. માટે આજેજ બધું કામ પતાવી શકાશે ને ?

કરસનદાસ: હમણાંજ પતી જશે. તે બાબત બેફીકર રહેશો. છે રજા?

પાર્વતિનાથ: પધારો ખુશીથી (એક બીજા નમસ્કાર કરે છે. કરસનદાસ જાય છે.)

હકીમજી: આજે હું બીજી દવા લખી આપું છું. તે લેશો એટલે માલીકનો હુકમ તો સારૂં થઇજ જશે હવે હું પણ રજા લઇશ. (સલામ કરી જાય છે.)

(રજનીનાથ અંદર જવા માંડે છે. પ્રભુરાય દાદા પાસે સેવામાં છે, સુંદરબા બાજુમાં બેઠાં છે.)

(પડદો પડે છે.)

---

# અંક પહેલો.

## પ્રવેશ છઠ્ઠો—કોમીક.

સ્થળ: સાંકળચંદ કંપાઉન્ડરનું ઘર.

સાંકળચંદ: "બીજું બધું તો ઠીક છે પણ આબરૂની બીક છે." આબરૂ સાચવવી કાંઇ નાના બચ્ચાના ખેલ છે? (વિચાર કરતો) થોડાએક દિવસથી ડૉક્ટર સાહેબ દવાખાને આવી શકતા નથી. દવાખાનાનું બધું કાર્ય મારે શીર છે. સાંભળવા મુજબ બીમારી સખત હોવાથી હકીમ સાહેબે માથેરાન હવા ફેર માટે જવા સલાહ આપી છે. તો શું દવાખાનું મારેજ ચલાવવું પડશે? કદાચ દવા આપવામાં ભૂલ થઇ ગઇ તો? હું એકલો રહ્યો. "બીજું બધું તો ઠીક છે પણ આબરૂની બીક છે." મારાથી બનશે ત્યાં સુધી તો હું ચલાવીશ પણ "ધણી વીનાના ઢોર સુનાં" એ કહેવત મુજબ ઘરાકી ક્યાં સુધી ચાલશે? જ્યાં સુધી ચાલે ત્યાં સુધી તો માલીકની સેવા વફાદારીથી કરવી એ મારી ફરજ છે. "બીજું બધું તો ઠીક છે પણ આબરૂની બીક છે." પરમાત્મા એને લાંબું આયુષ્ય આપે પણ

કદાચ ન કરે નારાયણ ને કાંઇ અકસ્માત થયો તો? એવો દાનો શેઠ બીજો તો નજ મળે. કેવા ભલા? કેવા ઉદાર? નોકરી કરવી તો એનીજ બીજાની નહિ.

સાંકળી: (સ્વગત) આ આબરૂની બીકવાળા શું વળી આબરૂના ઊંડા દરિયામાં ડુબકી મારી ગયા હશે? (પ્રગટ) કેમ છો? આબરૂના ઇજારદાર? શું આબરૂ શોધો છો? લોખંડીલાલ! બોલો, બોલો (હલાવે છે.)

સાંકળચંદ: હું તે કાંઈ બાટલી છું કે તું મને હલાવ હલાવ કરે છે? મારી લોખંડીબાલા, હું એમ વિચાર કરતો હતો કે હવે શું કરશું? (તેના ખભા ઉપર હાથ ટેકવી ઉભો રહે છે.)

સાંકળી: શેનું શું કરવું? બોલો તો ખરા? (ફરીથી હલાવે છે.)

સાંકળચંદ: (ચીડાય છે) હું તને સાફ સાફ કહું છું–તને નોટીસ આપું છું કે મને ના હલાવ. મારી આબરૂ ઢોળાઇ જશે. "બીજું બધું તો ઠીક છે પણ આબરૂની બીક છે." હું એમ વિચાર કરતો હતો કે ડૉ. સાહેબ બીમાર પડયા છે અને દવાખાનાની બધી જવાબદારી મારે માથે આવી પડી છે. શું સમજ્યાં મારાં બેહોશ ઘરવાળાં. "બીજું બધું તો ઠીક છે પણ આબરૂની બીક છે."

સાંકળી: અરે મારી બેહોશીની મલમની પટ્ટી! અરે ભૂલી ભૂલી (મોઢે હાથ લગાવતી) મારા પ્રાણપતિ! જવાબદારી માથે પડી? ક્યારે? કેવી રીતે? વાગ્યું તો નથીને? (સાંકળચંદના માથા પર હાથ ફેરવતી) કેવી રીતે પડી? કેમ પડી?

સાંકળચંદ: (ચાળા પાડતો) કેવી રીતે પડી? કેમ પડી? વાગ્યું તો નથી ને? અરે એ મૂર્ખી જવાબદારી તે વાગતી હશે?

સાંકળી: હું હવે...સમજી જવાબદારી તમારા માથા ઉપર પડી. કેટલે ઉંચેથી પડી ?

સાંકળચંદ: હવે મશ્કરીની વાત જવા દે; અને ગંભીર વાત કરવા ગંભીર ચ્હેરો કરવા દે (તેમ કરતો) હવે તું કહે આપણે શું કરવું ?

સાંકળી: જુઓ, હું કહું તેમ કરો, તમારામાં કાંઇક લાયકાત ટપકી રહેતી હોય એવો મને ઉં...ડો ભાસ થાય છે માટે લાયકાતનું સર્ટિફીકેટ મેળવી રાખો. પછી ભવિષ્યમાં શું કરવું તે વિચાર થઇ પડશે. ડોકટર સાહેબ કેવાક બીમાર પડયા છે ? શું ભયંકર માંદગી છે ?

સાંકળચંદ: માંદગી સખત છે, વળી હકીમ સાહેબે માથેરાન જવા ભલામણ પણ કરેલી છે; શું થશે તે કહી શકાય તેમ નથી-કદાચ અકસ્માત થાય તો બીજે નોકરી નથી કરવી; કારણ એવો દાનો શેઠ બીજે મળવો મુશ્કેલ છે.

સાંકળી: બીજો શેઠ મળવો મુશ્કેલ છે પણ ધંધો કરવો સ્હેલ છે બાહોશ ડોકટરના કંપાઉંડર શું કમ છે ! (ઓડીયન્સને બતાવતી ) શું આ પાઉડર કમ છે ? બીલકુલ નહિ.

સાંકળચંદ: પાઉડર કમ નથી તો (ઓડીયન્સને બતાવતો) આ પડીકી કયાં કમ છે ? બીલકુલ નહિ. શું ધંધો કરશું ? "બીજું બધું તો ઠીક છે પણ આબરૂની બીક છે." ત્હારી સલાહ શું પહોંચે છે ?

સાંકળી: ( સ્વગત ) આ "આબરૂની બીકવાળા" ભરથાર કોઇપણ ધંધામાં ફાવે એવું લાગતું નથી બસ જ્યાં જાય ત્યાં આબરૂનીજ બીક લાગે છે.આને શું સલાહ આપું? (પ્રકટ) બસ એજ ધંધો વળી બીજો કયો ?

સાંકળચંદ: કેવો ધંધો ? કહેતો ખરી ? એજ ધંધો એટલે શું ? ક-
પાઉન્ડરનો કે કોઇ બીજો ?

સાંકળી: (સ્વગત) અરે ભલા ભગવાન! આ સંઘ દ્વારકા કેમ જાશે ?
(પ્રગટ) હજુએ ન સમજ્યા કે પુછ પુછ કરીને વાતનું
પુછડું લંબાવતા જાઓ છો ? (ચીડાઇને) દવાખાનાનો
વળી બીજો કયો ધંધો ? જો ડોકટર સાહેબને કાંઇ અ-
કસ્માત નડે તો તમારે બીજે કયાંય નોકરી ન કરતાં
સ્વતંત્ર દવાખાનું ખોલી, તમારેજ ડોકટર સાહેબ બ-
નીને છાનું માનું બેસી જવું.

સાંકળચંદ: "એ બધું તો ઠીક છે પણ આબરૂની બીક છે." ભલે
બૈરીની હોય પણ બુદ્ધિ કોઇ વખત કામની. કામીનીની
બુદ્ધિ કોઇ વખત પણ કામની; ઠીક બુદ્ધિ સુઝાડી. પણ
મેં કયાં ડોક્ટરની પરીક્ષા પાસ કરી છે ? મુસીબત પ-
ડશે તો નવા ધંધામાં મારૂં કોણ બેલી ? મારી આબરૂ
ખોવાઇ જશે તો શું કરીશ ? "બીજું બધું તો ઠીક છે
પણ આબરૂની બીક છે."

સાંકળી: હું બેલી.

સાંકળચંદ: તું કે રામ ?

સાંકળી: રામ અને માયા બન્ને તમે રામ અને હું માયા.

સાંકળચંદ: અરે વાહરે મારી માયા, તો તો આપણે સુખી થઇશું—
લ્હેર ઉડાવીશું—બસ મોજ બે ઘડી મોજ કરીશું.
"બીજું બધું તો ઠીક છે પણ આબરૂની બીક છે."
(ગાયન. ગાતાં બન્ને જાય છે.)

[ પડદો પડે છે. ]

## અંક પહેલો.

### પ્રવેશ સાતમો.

સ્થળ: માથેરાનના કરસનદાસ શેઠના બંગલાનો એક ભાગ.

[ ડોક્ટર મરણુ પથારીએ. છેવટની ઘડી નજીક આવતી જાય છે—બધાં પાસે બેઠાં છે. ]

સુંદરબા: ઓ વિધાતા! અમને દુઃખના સાગરમાં ડૂબાડી તેં શું કરવા ધાર્યું છે? જરા તો સામું જો! સામુંયે જોતો નથી? કેવો ક્રૂર? [સ્વગત]

"જો પ્રાણ મારા જાય તો આ ખોળીયું નહિ કામનું;
એ જતાં હું નહિ રહું આ શરીર શું છે કામનું?"

પ્રાણનાથની બીમારી અહીં આવ્યા પછી વધી; કદાચ માઠું પરિણામ આવે તો હું નહિ જીવું તે નહિ જીવું. જીવન વિના જીવવું નકામું છે. [પ્રગટ] પ્રાણેશ કંઈ આરામ જણાય છે?

પાર્વતિનાથ: જે ઘરમાં કુસંપ અને કુટુંબકલેશના રોગ પેઠા તે ઘર
નહિ પણ સ્મશાન છે.
" જીવું હું શે સુખે ! જીવવું ગમતું નથી;
ઓ પ્રભુ દોરી ખેંચ હવે અહીં રહેવું નથી."
દેવી ! જરા પાણી પાઓ (સુંદરબા પાણી લાવીને પાય છે)"
કરસનદાસભાઇ ! ભલે રજનીનાથ આમો થયો–બાલક છે;
નાદાન છે—આપણી ફરજ આપણે પાળવી.

કરસનદાસ: હું મારી ફરજ પુરેપુરી પાળીશ; આપ બેફીકર રહેશો.

પાર્વતિનાથ: ઇશ્વરલાલ ! તું મોટોછે, સમજુ છે, સુખ દુઃખ સહુનેછે–
હિમ્મત ન હારતો, બધાને સંભાળજે. આ તારી ગરીબ
ગાય જેવી માને આશ્વાસન આપજે–જોજે દુઃખી ન થાય.

ઇશ્વરલાલ: પિતાજી ! આપ મને પાળી પોષી મોટો શા માટે કર્યો છે?
તમારા સુખને માટે; હું મારી ફરજ ચુકું તો આપનો
પુત્રજ નહિ; છેવટ સુધી હું મારી ફરજ પાળીશ.

પાર્વતિનાથ: હવે જીવને શાંતિ થશે. રજનીનાથ, તને મારે શું કહેવું?
તું તારી ફરજ પાળીશ ?

રજનીનાથ: મારા સ્વાર્થને આડી નહિ આવે ત્યાં સુધી પાળીશ.

પાર્વતિનાથ: "સ્વાર્થના ઓ પુતળાં, પરમાર્થને સમજ્યો નહિ ?
સ્વાર્થ વિણુ નહિ ચાલશે ! તેથી કાંઇ વળશે નહિ."
ઓ મૂર્ખ ! દુઃખી થઇશ, રીબાઇશ, જરા તો ઇશ્વરનો
ડર રાખ ! જો મારી હાલત સામું જો, હું ઘડી બે ઘડી-
નો મહેમાન, તને વીનવી વીનવીને કહું છું કે કાંઇક તો
પરમાર્થ કરજે. આવી સ્થિતિ તારી પણ કોઇક વખતે
આવશે ત્યારે તું મને યાદ કરીશ—અત્યારે જુવાનીના
તોરમાં કાંઇ દેખાતું નથી–થોડીક શીખામણ માન–પા-

છળથી પસ્તાવું ન પડે એ ધ્યાનમાં રાખજે—પરોપકાર કરીશ તો સુખી થઇશ.

રજનીનાથ: પરોપકાર? પરમાર્થ? એ શબ્દો મને ઝેર જેવા લાગે છે.

પાર્વતિનાથ: હવે એ નહિ સુધરે એવી ખાત્રી થઇ. હું તને શ્રાપ આપું છું કે "તું ઘણોજ દુઃખી થઇ વગર મોતે મરીશ." જા તારૂં કાળું મ્હોં મને ન બતાવ. (હૃદય બંધ થવા માંડે છે.) ઓ.........મરૂં છું મારી છાતી દબાય છે. પાણી......પાણી. (પ્રભુરાય દોડતો પાણી લાવી પાય છે સુંદરબા પત્થરની પુતળી જેમ જડવત્ ઉભાં છે.)

સુન્દરબા: શું......મારા......પ્રા......ણ જશે? ઓય મા હું મુઇ (હૃદય બંધ થવા માંડે છે) પાણી...પાણી (શ્રીદેવી દોડીને પાણી લાવી પાય છે) હા...શ હવે હું સુખેથી મરીશ. બેટા, વહુ.........નાની વહુને સંભાળજે (ખોળામાં માથું નમાવી દે છે) મારા પ્રાણ! હું પણ આપની ......... સાથેજ આવું છું (મરે છે.)

પાર્વતિનાથ: શું......દેવી......એકલાં......ગયાં? નહિ–નહિ–મને ......તમારી......સાથેજ...... લેતાં જાઓ.

(તરફડીયાં ખાઇને મરે છે.)

(સ્વાર્થ પડદામાં દેખાય છે. રજનીનાથ ફાટી આંખે જોઇ રહે છે.)

(બધા દીલગીર જણાય છે. ટેબ્લો.)

પડદો પડે છે.

ડ્રોપ.

## પહેલો અંક સમાપ્ત.

# અંક બીજો.

## પ્રવેશ પહેલો          ચોપાટીનો દેખાવ.

( શ્રીદેવી તથા રજની દાખલ થાય છે. )

શ્રીદેવી: "પરતંત્રતાની બેડીઓમાં દેશ હિન્દુસ્તાન છે;
પરતંત્રતા સ્વીકારવી એ [શું] આર્ય સ્ત્રીનું કામ છે?"
નહિ, કદી નહિ. શું પુરૂષો ગમે ત્યાં ફરે અને ગમે તેમ
વર્તે તેને કોઇ પૂછેજ નહિ અને સ્ત્રીઓ જરાપણ છૂટ
લેવા જાય કે તરતજ એને સતીઓના દાખલા આપી
ચારિત્ર શુદ્ધ રાખવાની ફરજ પાડવામાં આવે? પુરૂષોને
શામાટે એમ કોઇ કહેતું નથી કે તમે શ્રી રામની માફક
એક પત્નિવ્રત પાળો. આ દુર્ભાગીદેશ પરતંત્ર રહ્યો માટે
શું સ્ત્રીઓએ પણ પરતંત્રજ રહેવું? નહિ, નહિ એ કદી
બનશેજ નહિ. હું સ્વતંત્ર થઇ સ્વતંત્ર થતાં મારી બ્હે-
નોને શીખવીશ, પુરૂષો જો અમારી પાસેથી શુદ્ધ ચારિ-
ત્રની ઇચ્છા રાખતા હોય તો તેઓને પણ શુદ્ધ રહેવાની
ફરજ પાડવામાં આવવીજ જોઇએ.

રજની: આપણે વેલી, અને પુરૂષો વૃક્ષ આપણે જન્મથીજ એને આધારે ટકી શકીએ. તો આપણને કુદરતે જેને આધારે રહેવાની ફરજ પાડી છે તેનું જો આપણે માનીએ નહિ તો દુઃખી થઇએ. આપણને પોષનારો ગમે તેમ વર્તે પણ આપણે તો એનુંજ માનવું પડે. પતિ આપણો પરમેશ્વર છે એમ શાસ્ત્રો શીખવે છે તો પછી એનાથી વિરૂદ્ધ વર્તી સુખની આશા રાખવી નકામી છે.

શ્રીદેવી: એટલે શું તારૂં એમજ કહેવું છે કે એ લોકો ગમે ત્યાં જાય અને ગમે તે કરે તેની એ લોકોને છૂટ છે અને આપણને નથી ? એ જેવી રીતે વર્તે તેમ આપણે શા માટે ન વર્તીએ ? સુખ મેળવવું આપણા હાથમાં છે એમજ કરવું જોઇએ.

( બન્ને બાંકડા ઉપર બેસે છે. )

રજની: શું પુરૂષોની માફક આપણે પણ ગમે તેમ વર્તવું અને ગમે ત્યાં ફરવું ?

શ્રીદેવી: હા, એમજ.

રજની: સ્ત્રીઓનાં મન ચંચળ હોય છે. એના ઉપર જો જરા પણ દાબ ન હોય તો બીજે દોરવાતાં વાર ન લાગે. આપણો ધર્મ આપણને જે રીતે વર્તતાં શીખવી રહ્યો છે તેજ સારૂં છે. તેમાંજ આપણું શ્રેય છે.

શ્રીદેવી: "ધર્મ ને ઢોંગમાં ફાંફાં નકામાં મારવાં;
ધર્મ જેવું કાંઈ નથી છે લ્હેરમાં દીન ગાળવા."

રજની: "પતિ માટે પ્રાણ અર્પે એજ હિંદુ નાર છે;
ધર્મ સાચો એજ એમાંજ સુખનો સાર છે."
પતિમાં સર્વસ્વ છે એજ આર્ય રમણીઓએ માનવું રહ્યું

એને સુખે સુખ અને એને દુઃખે દુઃખ જોવું રહ્યું એ-
નાથી વિરૂદ્ધ વર્તી કોઇ પણ દિવસ સુખની આશા
રાખશો નહિ. હજુ એ કેમ આવ્યા નહિ?

શ્રીદેવી: જો સામેથી એ લોકો આ તરફ આવે છે. )

( ઇશ્વરલાલ, રજનીનાથ, તથા શ્રીકાંત પ્રવેશ કરે છે. )

ઇશ્વરલાલ: ( સ્હામેથી એક સ્ત્રીને આવતી જોઇ ) અહા! આ કેવી
સુંદર છે? (મોહ પામે છે) ચાલ જરા લલચાવું ( પાસે
જાય છે ) આપનું નામ?

સ્ત્રી: મારૂં નામ જાણવાનું તમારે શું કામ? (મોહબાણ મારે છે.)

શ્રીકાંત: (દૃષ્ય જોતો ) માણસને સંતોષ અમૃત મળે તો તે દેવ-
કોટીમાં આવે પણ એજ નથી મળતું. કેવું દુર્ભાગ્ય?
ઘરનો રોટલો ભાવતો નથી અને પારકો ખાવા દોડે છે!
નિતિ! નિતિ! તું કાં અળગી થઇ? તને જાળવવી એતો
કોક વિરલાનુંજ કામ છે. મોટાભાઇ લપસ્યા—જો જો
ટાંટીઓ ન ભાંગે સાચવજો.

શ્રીદેવી: (ઓડીયન્સને દૃષ્ય દેખાડતી સ્વગત) કહો હવે મારો શું
વાંક? પતિને પારકી પસંદ પડી હું પારકો કાં ન કરૂં?

સ્ત્રી: [ઇશ્વરલાલને] મારૂં નામ લલના [ખાનગીમાં પોતાનું
ઠેકાણાનું કાર્ડ આપે છે ] પધારજો હું જરૂર આપને
મળીશ.

ઇશ્વરલાલ: હું જરૂર કાલે આવીશ (શ્રીદેવી તરફ જોતો સ્વગત) ક-
દાચ આ સાંભળી તો નહિ ગઇ હોય! સાંભળ્યું હોયતો
પણ શું? કહીશ કે એ મારા મિત્રની સ્ત્રી છે. એને કયાં
ખબર છે કે એ અજાણી છે (સ્ત્રીને) આવો સામેના
બાંકપર બેસો.

શ્રી: ના, એ રાહ જોતા હશે. હું જઇશ, આવજો (ઇશારો કરતી જાય છે ઇશ્વરલાલ એના તરફ જોયા કરે છે.)

રજનીનાથ: લગ્ન પછી આજે પહેલેજ દીવસે મને કેમ ચેન પડતું નથી? પુષ્કળ પૈસા પેદા કરીશ ત્યારેજ મને સંતોષ વળશે પછી હું રજનીને સુખી કરીશ.

શ્રીકાંત: મોટાભાઇ, રજનીનાથ, આવો આપણે સામેના બાંક ઉપર બેસીએ (ત્રણે જણા બીજા બાંક ઉપર બેસે છે)

ફેરીઓ: શીહોરી પેંડા—લ્યો કોઇ શીહોરી પેંડા.

શ્રીદેવી: એય, પેંડા કેમ આપે છે?

ફેરીઓ: દશ આને શેર

શ્રીદેવી: લાવ બેશેર (પાકીટમાંથી પૈસા કાઢે છે)

(એક નવ જવાન શ્રીદેવીની બાજુમાંથી પસાર થાય છે શ્રીદેવી આ તકનો લાભ લઇ કોઇ ન જોઇ શકે તેમ પોતાનું વીઝીટીંગ કાર્ડ આપી ઇશારો કરે છે. તે નવ-જવાન તથા પોતે એક બીજાએ મળવાની ઇશારતથી સંતલસ કરી આંગળીથી ઇશારો કરી ટાઇમ આપવો. રજનીનાથે આડકતરી રીતે આ દષ્ય જોઇ ધ્યાનમાં રાખવું)

રજની: [સ્વગત દરીયા તરફ જોતી] શું આ દરિયાનાં ઉછળતાં મોજાંની માફક મનુષ્યોના હ્રદયમાં રાત દીવસ તોફાન ચાલ્યાજ કરતું હશે? કોઇક એવા હશે કે જે શાંત જીવન ગાળી શકે? એની સ્થિતિ પણ [દરિયો બતાવતી] આવીજ છે એ તોફાનમાં હું તણાઇ ન જાઉં તો સારૂં. રાત દીવસ સ્વાર્થ સાધવાના વિચારમાંજ મશગુલ. મને સંભારતાય નથી [નિસાસો નાખે છે]

શ્રીકાંત : (સ્વગત) બીચારી નિર્દોષ નાજુક રમણીને (જમણી હાથને આંગળીથી બતાવતો) આ સ્નેહનું સીંચન કરશી ? સંતોષ આપશે ?

ફેરીઓ: ગંડે......રી

બીજો ફેરીઓ: ચેવડા મસાલેદાર—સોલાપુરી ચેવડા.

ત્રીજો ફેરીઓ: બદામની પુરી

ચોથો ફેરીઓ: ખારી સીંગ—

( ફરવા આવેલા માણસોની આવજા, એક નવજવાન ખુબસુરત ગાનારી ભીખારણ સાથે એક ભીખારી હાથનાં હારમોનીયમ સાથે દાખલ થાય છે. )

ભીખારણ: ગાયન.

શ્યામરે મોરી બૈયાં ગ્રહોના<br>
બૈયાં ગ્રહોના મોરી પૈયાં પરોના. શ્યામ.<br>
મેં હું નારી પરાયે ઘરકી<br>
મેરે ભરોસે ગોપાલ રહોના. શ્યામ.

ગાયનપુરૂં થયા બાદ

શ્રીકાંત : ( ખીસામાંથી ભીખારણને બે રૂપીઆ કાઢીને આપે છે ) (સ્વગત) આ ભીખારણ છતાં એનું કેવું સુંદર રૂપ છે ? નક્કી કાંઈ ભેદ હોવો જોઈએ પુછી જોઉં (પ્રગટ) બાઈ, તું ગરીબ છતાં પરમેશ્વરે આવું સુંદર રૂપ કેમ આપ્યું ? સાચે સાચી વાત કરી દેજે. હું તને ખુશી કરીશ.

ભીખારણ: શેઠજી, મને કહેતાં શરમ આવે છે પણ આપે મને પુછયું એટલે જવાબ આપવો પડે છે. એક વખત મારી મા એક ગુણવાન ગૃહસ્થના પ્યારમાં પડી હતી—તેઓ ઘણા રૂપાળા અને દેખાવડા હતા, પછી મારી માને ગર્ભ રહ્યો;

હું ગર્ભમાં હતી. તે વખતે મારી માએ ભરણુ પોષણનો જવાબ માગ્યો. શેઠે પોતાની આબરૂ જવાની બીકથી મારી માને થોડા રૂપીઆ આપી વાતને દાબી દીધી—હું ઉમરલાયક થતાં આ માણસને પરણી; હું સુખી છું તેઓ (શરમાતી) ઘણાજ ભલાં છે. કોઇ કરોડ પતિ કરતાંયે એનું દીલ ઉદાર છે. મને કોઇ પણ વાતે દુઃખ થવા તાજ નથી અમારા નશીબ પ્રમાણે અમે પૈસા મેળવી ધનવાન કરતાંએ સુખા દીવસો ગાળીએ છીએ.

ભીખારી : મારી સ્ત્રીનો મને પુરેપુરો સંતોષ છે. એ ગરીબ છતાં હજુસુધી નીતિ પાળી શકી છે. ઘણાએ લલચાવનારા એની પાસે આવે છે પણ તિરસ્કારથી તેઓને કાઢી મુકે છે. અને ઉચ્ચ કુટુંબની સ્ત્રીને છાજે તેવું સતી જેવું તેનું વર્તન છે મને એ સ્વર્ગથી અધિક સુખ આપી રહી છે–હું પુરેપુરો સુખી છું. (બન્ને જાય છે.)

શ્રીકાંત : [રજનીનાથ તથા ઇશ્વરલાલ વગેરેને બતાવતો] આ જોયું સમાજ આતરફ નજર કરશે ? આ ભીખારી લોકો હોવા છતાં પોતાનું ચારિત્ર કેવું શુદ્ધ રાખી રહ્યાં છે ? ઉચ્ચ કુટુંબનાં હલકી કોમમાં ચારિત્ર બગાડે છે જેનું પરિણામ આવું આવે છે. આ હલકી કોમની ભીખારણ કેવી સ્વરૂપવાન ? ઘણાએ ઉચ્ચ કુટુંબોના બાળકો કદરૂપાં અને બદ સીકલ જોવામાં આવે છે એ શું બતાવી રહ્યાં છે ? સમાજમાં અનીતિ, વ્યભિચાર ! આર્યાવર્તના ઉચ્ચ આશયો કયાં ગયા ? લોક નાયકો જરા આ બાજુ નજર કરો, અને નૈતિક પતનમાંથી લોકોને બચાવો નહિ તો દેશ દુઃખી તો છેજ વળી વધારે પડતી દશામાં આવી પડશે. દેશની ગરીબ પ્રજાને પહેરવાને કપડાં સરખાંએ પોતાની આબરૂ ઢાંકવાનેય મળતાં નથી તો ખાવાનું તો

ક્યાંથીજ મળે ? અનીતિ દુર્ભાગ્યને જન્મ આપે છે—
બાઇઓ, અનાથી બચો તો સારૂં મારી એજ પ્રાર્થના છે.

રજનીનાથ: નીતિનો અર્થ સમાજ જાણે છે ? જે પાળે તેની નીતિ !
નીતિને રસ્તે ચાલવું રહેલું નથી. નીતિનો માર્ગ મળવો
પણ મુશ્કેલ છે. જ્યારે અનીતિનો પંથ સુલભ પણ
નાશવંત છે.

શ્રીદેવી : [વીફરેલી વાઘણની માફક નજીક દોડી આવી] શું અનીતિ
ખરાબ છે ? કોઈ કહેશે કે કોણ નીતિમાન છે ? કોઇ નહિ—
લોકો નકામા નીતિની વાતોજ કરે છે. પણ અંદરથી
અનીતિથી ભરેલા હોય છે આ દુનીયામાં જન્મી ગમે
ત્યાં મોજ કરવી એ શું પાપ છે ? જરા પણ નહિ.

ઇશ્વરલાલ : (ગુસ્સે થાય છે સ્વગત) આ પાપીણી પાપકુંડમાં પડી
હોય એવું હવે સમજાય છે; [પ્રગટ શ્રીદેવીને] કોની સાથે
મોજ ઉડાવવા વિચાર રાખ્યો છે ? નીતિ નથી પાળવી ?

શ્રીદેવી : "સબ સબકી સમાલીયો, મેં મેરી ફોડતા હું" એ ન્યાયે તમેજ
તમારૂં સંભાળો એટલે બસ. પેલી લલના જોડે શું મસલત
ચલાવી રહ્યા હતા ? કહોને મારા નીતિના વિવેચનકાર !
પુરૂષોજ સ્ત્રીઓને બગડતાં શીખવે છે એમાં સ્ત્રીઓનો શું દોષ ?

ઇશ્વરલાલ : [શરમાય છે સ્વગત] આને ક્યાંથી ખબર પડી ? ફીકર
નહિ [પ્રગટ] હાં...એતો મારા મિત્રની સ્ત્રી હતી; જેથી
ખબર અંતર પુછતો હતો.

શ્રીદેવી : (સ્વગત) આ મને ભોટ સમજે છે પણ એ જાણતા નથી

કે હું એનેજ બોટ બનાવું તેવી છું (પ્રગટ) એમ કે ! ત્યારે ઠીક.

રજની : (સ્વગત) દયાળુ દેવ ! મને નીતિનો પંથ સુઝાડી સદબુદ્ધિ આપજે પરમ પિતા !

શ્રીદેવી : રજની, આવો.

( સર્વે જાય છે )

પડદો પડે છે



# અંક બીજો.

## પ્રવેશ બીજો.

સ્થળ:—ડો-(બનીબેઠેલા) સાંકળચંદનું દવાખાનું.

ડો. સાંકળચંદ: (પ્રવેશ કરે છે) બૈરીની બુદ્ધિની જડી બુટ્ટીનો ઉપયોગ કરી ડોક્ટર બન્યો તો ખરો પણ પાર્ટ ભજવતાં ન આવડયો તો જરૂર મારી આબરૂના કાંકરા થઇ જવાના. બચ્ચા સાંકળચંદ! જોજે તારી આબરૂનું ભર બજારે લીલામ ન થઇ જાય-સંભાળજે તારી આબરૂને જીવને જોખમે પણ સંભાળીને રાખજે "બીજું બધું તો ઠીક છે પણ આબરુની બીક છે."

નેપાળદાસ: ( પ્રવેશી સ્વગત ) તે દિવસે

"કાબુલીને અથડાયો'તો તેની સળગતી આગ છે;
વેરવાળું પુરૂં આજે ઠીક ફાવ્યો લાગ છે"

બચ્ચા સાંકળચંદ, જો જે કે આ નેપાળી નેપાળદાસ તને કેવો નચાવે છે (પ્ર.) કેમ છો? કમ્પાઉંડર ડોક્ટર સાહેબ ! ઘરાકી તો બરોબર ચાલે છે ને?

સાંકળચંદ : મી. નેપાળદાસ, મને તમારે માનથી, સભ્યતાથી, અને આબરુથી બોલાવવો. સમજ્યા કે ? મારી આબરુને બીલકુલ ધક્કો ન પહોંચે એ ખાસ ધ્યાનમાં રાખીને વાત કરજો. નહિ તો મારા અપમાનનો ભોગ થઇ ગબડી પડશો.

નેપાળદાસ : જોજો તમે ગબડી પડતા (ધક્કો મારે છે. સાંકળચંદ પડતો પડતો બચી જાય છે) એકતો કંપાઉન્ડર ફાટીને ડાક્ટર થયા છે ને વળી મીજાસ એ ખાંડી રાખે છે ? શરમ છે, બેશરમ છે, ત્રણ શરમ છે, ચાર શરમ છે.

સાંકળચંદ : (સ્વગત) આ પ્રાણી વિચીત્ર છે માટે એની સાથે સારા-સારી નહિ રાખું તો અહીંજ આબરૂનું લીલામ કરી મુકશે (પ્રગટ) જુઓને નેપાળદાસ ભાઇ ! મહેરબાની કરી મોટેથી બોલી મારી ફજેતી ન કરો હું તમારો એક સ્નહિ છું અને ગમે ત્યારે તમારી મફત સેવા કરવા તૈયાર છું–મને ને મારી આબરુને બચાવો

નેપાળદાસ : કેવો દાવમાં આવ્યો ? (પ્ર.) ઠીક છે પણ મારી સાથે સારી રીતે વર્તજે જરાપણ આડો ચાલ્યો તો સમજજે કે ફજેતીને ફાળકે ચઢાવી દઇશ.

સાંકળચંદ : (સ્વગત) અત્યારે નમતું આપવામાં મઝા છે નહિતો આ ઉલ્લુ ફજેત કરી મારી આબરુની એજન્સી તોડી નાખશે (પ્ર.) મુરબ્બી નેપાળદાસ ભાઇ, જરા ધીમે વાત કરતા રહો–હું તમે કહેશો તેમ કરતો રહીશ.

" બીજું બધું તો ઠીક છે પણ આબરૂની બીક છે. "

કાણુભાઈ: [પ્રવેશી નેપાળદાસને] કેમ શું વિચાર કર્યો ? આ મારો પીટયો તે દિવસે મને અથડાઇ પડયો હતો તેનો બદલો વાળવો છે કે નહિ ? એને તો પુરો ફજેત કરીશું ત્યારેજ મને નિરાંત વળશે.

નેપાળદાસઃ એણે સારી ચાલની જામીનગીરી આપી છે પણ એક વખત જરા ચમત્કાર બતાવ્યા સિવાય આપણી દાઝ વળશે નહિ ને એ ઉલ્લુનો સરદાર ઠેકાણે આવશે નહિ.

કાણુલીઃ મારો રોયો, સાંકળી બ્હેનને પણ બહુજ સતાવે છે. મોટો આબરૂનો ઇજારદાર ન જોયો હોયતો. તમે એને ન મટે એવાં ખરાબ રોગના દર્દી લાવી આપો, એટલે એ તમારો ધરાક લાવી આપ્યા બદલ ઉપકાર માનશે અને એની દરદ ન પારખી શકવાને લીધે ફજેતી પણ થશે.

નેપાળદાસઃ હા એ ઠીક રસ્તો સુઝાડયો (સાંકળચંદને) કેમ ડો. સાંકળચંદભાઇ? દવાખાનું બરાબર ન ચાલતું હોય તો કહેજો. હું મારા ઓળખાણવાળાને તમારી પાસે લાવું.

સાંકળચંદઃ હમણાં નાણાં ભીડને લીધે, લોકો માંદા પડવાનું પણ ભૂલી ગયાં છે. શું કરૂં? હમણાં તો નવો સવો ડાકટર થયો એટલે બગાસાં ખાઇને પેટ ભરવું પડે છે દર્દી લાવી આપશો તો તમારો ઉપકાર નહિ ભુલું “બીજું બધું તો ઠીક છે પણ નાણાં ભીડની બ્હીક છે.” એજ મળતાં નથી.

નેપાળદાસઃ બધો આધાર તમારી અક્કલ અને હોંશીઆરી ઉપર છે તે હશે તો ધરાકી એકદમ જામશે. ઠીક ત્યારે હું જાઉં છું (જતાં જતાં સ્વગત) બચ્ચા તું પણ જોજે અને જીંદગી સુધી સંભારજે કે તારી રેવડી દાણાદાર કેવી રીતે કરૂં છું. (જાય છે)

સાંકળચંદઃ (સ્વગત) આ કાણુલી કેમ અહીં રોકાઇ રહી હશે? શું એનો વિચાર તબીયત બતાવવાનો હશે કે મારી ફજેતી બતાવવાનો? “બીજું બધું તો ઠીક છે પણ ફજેતીની

બીક છે" (કાણુલી સામે જોઇ રહે છે, આશ્ચર્ય છે, પાસે જાય છે) શું.....તમારે તબીયત બતાવવી છે?

કાણુલી: (સ્વગત) મારા રોગને આજે પુરેપૂરો ફજેત કરૂં ત્યારેજ હું ખરી. (પ્રગટ) હા ધરાર ડોક્ટર સાહેબ! મારી તબીયત હમણાં હમણાંમાં ઘડીએ ઘડીએ બગડી જાય છે. (ઇશારો કરીને હસે છે)

સાંકળચંદ: આપને શું જણાય છે? (આશ્ચર્ય છે, ઇશારો કરે છે (સ્વગત) "બીજુંબધું તો ઠીક છે પણ આના પ્યારમાં ફસાવાની બીક છે." કેવી રૂપાળી? આહાહાહા! આની પાસે સાંકળીનો શો હિસાબ?

કાણુલી: (સ્વગત આમ તેમ જોતી) તે કોઇ દર્દીને લઇ અહીં આવતા દેખાય છે, ઠીક તક મળી. (પ્ર.) જુઓને ડોક્ટર સાહેબ! મારી આ આંખમાં કાંઇ કચરો પડયો હોય એવું લાગેછે–બહુજ પીડા થાય છે; કાઢી આપશો? શું ફી પડશે?

સાંકળચંદ: તમે તો અમારાં પડોશી, તમારી પાસે મારાથી ફી ન લેવાય, આવો કાઢી આપું (પાસે જઇ, આંખ તપાસી કચરો કાઢવા જાય છે, દરમ્યાન નેપાળદાસ એક દર્દી તથા સાંકળી સાથે પ્રવેશ કરે છે; તેઓ દ્રશ્યથી વ્હેમાયછે)

કાણુલી: અરે કોઇ બચાવો! બચાવો! આ મારો પીટયો થઇ બેઠેલો પાડો ડાકટર આંખમાંથી કચરો કાઢવાનું બ્હાનું કાઢી મારી સાથે પ્યાર કરવા આવે છે.

(સાંકળચંદ શરમાઇ જાય છે)

સાંકળચંદ: "ધર્મ કરતાં ધાડ થઇ ને, આબરૂ ચાલી ગઇ;<br>ઓય મારા બાપ, આજે ફજેતી પુરી થઇ."

સાંકળી: દવાખાનું ચલાવો છો કે ઇજતનું લીલામ કરવા બેઠા છો?

નેપાળદાસ : તું તો ડોકટર છે કે લોફર ! પારકી ઓ ની દવા કરવાને બ્હાને પ્યાર કરે છે !

સાંકળચંદ : હું દવાખાનું ખોલી બેઠો અને પાડોસણની આંખમાંથી કચરો કાઢતાં મારા દીલમાં પ્યાર પેઠો એમાં હું શું કરૂં ? લાચાર છું.

નેપાળદાસ : તારા દીલમાં કચરો કાઢતાં પ્યાર પેઠો તો મારા દીલમાં ગુસ્સો ચઢતાં મારો હાથ તારા આ ગોળમટોળ ગાલ ઉપર જોરથી ચડી બેઠો (તમાચો મારે છે) તેમાં હું શું કરૂં ?

સાંકળચંદ : ઓય મારા બાપ ! આ બધાની વચ્ચે મારી આબરૂ ક્યાં જઇ પડી ? (શોધે છે)

સાંકળી : નેપાળદાસ ભાઇ એ તમારી દવાની ફી કેવી આપી ? આવું કરવા જાશો તો ફજેત થશો અને એક પાઇ પણ કોઇ પરખાવશે નહિ સમજ્યા ?

સાંકળચંદ : " કચરો કાઢતાં સડાક મારા ગાલનું બુરૂં થયું;
આબરૂનું લીલામ કેવું આહીં છે મારૂં થયું ?"

નેપાળદાસ : હું તને મારૂં ઘર મારવા વાસ્તે મદદ ન્હોતો કરતો; તું મારો પાડોશી ને મારે તને મદદ કરવી જાઇએ એમ સમજી તને ઘરાક લાવી આપું છું તેનો આ બદલો ? હરામખોર ! લુચ્ચા ! પાજી ! (મારવા જાય છે)

સાંકળી : એને નમારશો, હવેથી એવું નાહ કરે–આ વખતે જવાદો.

નેપાળદાસ : (શાંત પડતો) જો આ વખત જવા દઉં છું ફરીથી એવું ન કરતો

કાણુલી : (સ્વ.) કેવો ફજેત કર્યો ! હા......શ (જાય છે)

નેપાળદાસ : કરમચંદકાકા, આ ડાકટરનું જો કે રહેજ સાજ કોઇ કોઇ વાર ખસી જાય છે પણ નવા તથા હુશીયાર છે તમારી તબીયત એમને બતાવશો એટલે જીવવાની જરૂરજ નહિ રહે.

કરમચંદ : એટલે શું કહ્યું ! જીવવાની જરૂરજ નહિ રહે ? શું એની દવા કરવાથી હું મરી જઇશ ? મારે દવા નથી કરવી. શા માટે મને અહીં તેડી લાવ્યો ? લુચ્ચા.

નેપાળદાસ : ગભરાઓ નહિ—હું તો એમ કહેતો હતો કે એની દવા કરશો એટલે બીજે જવાની જરૂર નહિ પડે.

કરમચંદ : હેં ? શું કહે છે ? તું શું કે છ. ત્યારે સારૂં ડોકટર સાહેબ, મને ચાલતાં શ્વાસ ચડે છે, બોલતાં શ્વાસ ચડે છે ને બેસું છું તો પણ શ્વાસ ચડે છે માટે એવી દવા આપો કે એક દમ શ્વાસ બેસી જાય.

સાંકળચંદ : (સ્વગત) આ બીચારા પામર જીવને જીવવાની જરૂર હોય એવું લાગતુંજ નથી; માટે એને પોઇઝન એવું આપું કે એકદમ શ્વાસ સદાને માટે બેસી જાય. એટલે એને એ ઉપાધિજ ઓછી (પ્રગટ) હું તમોને એવી દવા આપીશ કે તુર્તજ તમારો શ્વાસ ચાલતો બંધ થઇ જશે.

નેપાળદાસ : (સ્વગત) આ ઉલ્લુને ક્યાં ખબર છે કે એક કેસ બગડયો કે આબરૂ ગઇ. બીચારા કમનસીબ કરમચંદકાકાનું આવી બન્યું; સાથે આ ઘરાર ડોકટર સાહેબની ઘરાકીનું પણ આવી બન્યું. (જાય છે)

સાંકળી : (સ્વગત) આ લોકો એની ફજેતી કરવા માંગતા હોય એવું લાગે છે જોઉં છું, શું થાય છે [પ્ર.] જો જો; વિચારીને દવા આપજો; નહિ તો મુસીબતમાં આવી પડશો.

સાંકળચંદ ; જા, જા, ડાહલી ! દવાના કામમાં તું શું સમજે ?

સાંકળી : પાછળથી પસ્તાવું ન પડે એ ધ્યાનમાં રાખજો [જાય છે]

સાંકળચંદ : ચાલો કાકા કરમચંદ દવા આપું.

કરમચંદ : ચાલો. (બન્ને જાય છે)

(પડદો પડે છે)

# અંક બીજો.

## પ્રવેશ ૩ જો.

સ્થળઃ—ઇશ્વરલાલનો ખાનગી રૂમ

શ્રીદેવી : (સ્વગત્) ચોપાટી ઉપર મળ્યા હતા તે ગૃહસ્થ હજુ કેમ આવ્યા નહિ ? ચાલ જોઉં એ આવતાજ હશે. વખત થઇ ગયો છે. (બારી તરફ જઇને જુએ છે) અંતે રાહ જોવરાવીને પણ આવ્યા તો ખરા બધાં સાથે રહેતાં હોઇએ તેમાં કોઇ વખત પોકળ ફુટી જવાની દહેસત રહે ખરી; કાંઇ ફીકર નહિ [વિચાર કરતી] તે વખતે જોઇ લેવાશે.

રજનીનાથ : [સ્વગત] ભાભી સાહેબ શા વિચારમાં ઉતરી પડયાં હશે ? કાંઇ દાળમાં કાળું હોય એવું દેખાય છે. ચોપાટી ઉપર વાયદો આપેલો તેનો હિસાબ ચુકતે કરવાનો તો વિચાર નહિ કરતાં હોય ? બાજુમાં રહીને જોઉં, પછી લાગ સાધી એના પરાક્રમનું દર્શન થઇ (છુપાઇ જાય છે)

નવજવાન : (પ્રવેશકરતાં) ઘણીજ મહેનતે તમારા બંગલાને પતો મળવાથી આવતાં મોડું થયું તો માફી આપશો ?

[કટાક્ષથી સામું જોઇ રહે છે]

શ્રીદેવી : (પ્યારથી હસતી નયન બાણુ મારતી) માફી ? હું આપું ? એ મારાથી નહિ બને-તમારી આવી ભુલનો ભોગ આપવોજ પડશે.

નવજવાન : તમારી સોનેરી જાળમાં સપડાયલું પક્ષી ભુલનો ભોગ થાય એમાં શું નવાઇ ? શું ભોગ આપું પ્યારાં ?

શ્રીદેવી : એક નજીવી ચીજ. આપણાં આ મીલનની યાદગીરી તરીકે એક સાડી ભેટ આપવી પડશે [પ્યારથી બાહુ પાશમાં બાંધે છે] વ્હાલા ! આવું સુખ મારા વેપારમાં ગુંચવાયલા પતિ આપી શકતા નથી એને તો બસ વેપાર, વેપારને વેપારજ સુઝે છે—પ્યાર માટે બીજીને શોધે છે-હું એને ગમતી નથી-તમને હું ગમું છું ?

નવજવાન : મને તો બહુજ વ્હાલાં લાગો છો, કેવું સુંદર રૂપ ? તમારો ગમાર ધણી શું સમજે ? ભાગ્યવાનનેજ આ રત્ન શોભે; એ કાગડાને આ દહીંતરૂં કોણે આપ્યું ?

શ્રીદેવી : ધીમે બોલો કોઇ સાંભળશે તો ફજેતી થશે; કેવી સાડી લાવશો ?

નવજવાન : તમે કહેશો તેવી લાવી આપીશ. કેવી લાવું ?

શ્રીદેવી : કોટમાંથી ફર્સ્ટ કલાસ આરીના ભરતની રૂા. ૨૦૦)ની સાડી લાવશો તો ચાલશે. માત્ર બસો રૂપીઆનીજ લાવજો-ભારે ન લાવશો.

નવજવાન-બસોનો શો હિસાબ ? તમે કહો તો તેનાથીયે ભારે લાવું કેવા રંગની લાવુ ?

રજનીનાથ–( સ્વગત્ ) મોટાભાઇ બીચારા દુકાનમાં ગધ્ધા મજુરી કરે અને આ ઠકરાણું ફાવે તેમ મોજ ઉડાવે શું પુરૂષો મજુરી કરવા સરજાયલા હશે ? ભાભીસહેબ ! યાદ રાખજો કે એક વખત તમારી મોજ મોંઘી અને ફજેતી સોંઘી કરી નાખીશ, આદૃષ્યની યાદગીરીની જરૂર છે (જાય છે)

શ્રીદેવી– આજે તલસાવી તેવી રીતે હંમેશ ન કરતા હંમેશાં આનાથી વ્હેલા આવજો અને તરસ્યાં હૃદયને સસ્નેહ સંતોષજો વ્હાલા ! (ભેટે છે)

રજનીનાથ–(કેમેરાથી ફોટો પાડી લે છે) તરસ્યાં હૃદયને સ્નેહથી સંતોષજો વ્હાલા ! જોજો સ્નેહ ઢોળાઇ ન જાય, જે સ્ત્રી કામાંધ હોય છે તેના સુખનું સત્યાનાશ વળી જાય છે; હવે પૂર્વજોનાં પૂન્ય ખતાશે એમાં શક નથી ઘરમાં વ્યભિચાર પેઠો–દુઃખનો પાયો નંખાયો, હવે મારો સ્વાર્થ સાધવામાં પુરેપુરી ફતેહ છે એક બીજાંને ભંભેરી કાનમાં ઝેર રેડી લડાવી મારૂં એટલે બસ દુકાનની સર્વ સત્તા છીનવી લેવામાં બીલકુલ વાર નહિ લાગે ભાઇ જાય બીજીને તે બાઇ જાય બીજાને વાહ ! સંસાર વાહ !

"આ વ્યભિચારી જોડલાંને લડાવું હું જોરથી;
બસ સ્વાર્થની ફતેહ માટે જંગ મચાવું શોરથી; "

(જાય છે)

નવજવાન– પ્રિયે કહેશો આપનું નામ ? ( હસે છે સ્વગત્ ) કોણુ જાણે શા કારણથી અંતરનો આનંદ સુકાઇ જાય છે. અંતર ડંખતું હોય એવું લાગે છે શું પરઓના પ્યારથી આમજ થતું હશે ? અંતરનો ઉમળકો કેમ નહિ આવતો હોય ? શાંતિ ક્યાં ઉડી ગઇ ?

શ્રીદેવી– મારાં નામનું શું કામ? (સુકકું હસતી સામું જોઇ રહેછે) મને શ્રીદેવી કહીને સહુ કોઇ બોલાવે છે (સ્વગત) આની સાથે પ્યાર કરતાં મને કોઇ અટકાવતું હોય એવું કેમ લાગે છે? અંતઃકરણથી કેમ ભેટી નથી શકતી? મારૂં હ્રદય કેમ આટલું બધું ધબકે છે? મને સુખ જોઇએ છે તે આની પાસેથી મેળવવું છે. કેમ નહિ મળતું હોય? કયાંથી મળે? જે સ્ત્રી પોતાના સ્વામિને છોડી પરપુરૂષમાં સુખની આશારાખે એને અંતર સુખ કયાંથી મળે? સુખ કેમ ન મળે! મારા સ્વામિએ મને શું સુખ આપ્યું? એ તો પારકીને લઇને ફરતા હશે– ત્યારે મારો શો વાંક? હું પારકાને લઇને કાંન ફરૂં? એ સ્વામિ! તમે ઘરના ભોગને ઠોકરે ઉડાવ્યો ત્યારેજ મને બીજો ભોક્તા શોધવો પડયો ને? સમાજ! એમાં મને દોષિત ન ઠરાવશો આ રીતેજ હું મારા વ્યભિચારી પતિને ઠેકાણે લાવીશ વ્યભિચારનો બદલો વ્યભિચારથી લઇશ. (પ્રગટ) આપનુ નામ કહેશો?

નવજવાન– મારૂં નામ વિલાસરાય–મારૂં ઠેકાણું (ખીસાંમાંથી– વીઝીટીંગ કાર્ડ કાઢી આપે છે)

શ્રીદેવી– હવે આપ પધારો મારા સ્વામિને આવવાનો ટાઇમ થયો છે: તે આવી ચઢશે તો આપણા ભોગ લાગશે, કાલે જરૂર વ્હેલા પધારી આ દાસીને સંભાળજો.

વિલાસરાય– (ભેટે છે ચુમી લે છે) હવે હું જઇશ. (જાય છે)

શ્રીદેવી– છાતી ઉપર હાથ લગાવતી.

"વીંછીના ડંખના કરતાં હ્રદયનો ડંખ બુરો છે
રહે પીડા ક્ષણિક તેની આનો તો રંગ પૂરો છે."

હ્રદય કેમ ડંખ્યા કરતું હશે? સુખ અને શાંતિ કયાં

જતાં રહ્યાં ? આ હત ભાગી જીવને ક્યાંથી હોય ? જેણે પોતાનું શીયળ વેચ્યું તેને શાંતિ અને સુખનાં સ્વપ્નાંએ આવવાં મુશ્કેલ એ ગમે તેવો તોય મારો પતિ એનેજ આશરે જીવવું ઘટે મારે એક આદર્શ રમણી થવું જોઇતું હતું; નહિ કે કામી કુલટા ! ઓ ભારત ! ક્યાં છે ત્હારાં પવિત્ર સંતાનો ? ક્યાં છે રામજેવા એક પત્નીવ્રત પાળનારા વીર ? અને ક્યાં છે સીતા જેવી સતી ! એ બધાંની કીર્તિ ઉપર અમે તો પાણી ફેરવી રહ્યાં છીએ– દેશનું દુર્ભાગ્ય અમારાં જેવાંએ આણ્યું અમને કુદરત કેમ છોડશે ? દુ:ખના સાગરમાં રીબાઇ રીબાઇને મરશું તો પણ અમારાં પાપ ધોવાય તેમ નથી ઓ પૂજ્ય માતા પિતા ! તથા સાસુ સસરા ! તમારૂં કુળ અમે લજવ્યું (નિસાસા નાંખે છે) એણે મને સુખ ક્યાં આપ્યું ? હું શું કરૂં ? ઘરનું ગમે તે થાય તેની મને શી પરવા ? ( ફીક્કું હસે છે )

ઇશ્વરલાલ– (પ્રવેશ કરતો) માતા પિતાના મૃત્યુ પછી આ ઘર એક ભૂત બંગલા જેવું લાગે છે. શાથી ? સમજાતું નથી. ઉજ્જડ વેરાન ! જાણે કોઇ ઘરમાં છેજ નહિ એવું લાગ્યા કરે છે સુખ અને નિર્દોષ આનંદ જાણે સંતાતાં ફરતાં મારી સામુંય જોતાં નથી. ઓ પૂજ્ય માતાપિતા ! તમારા મીઠા શબ્દોના ભણકારાય હવે તો બંધ પડયા. બધુંએ શૂન્યવત્ થઇ ગયું–સુખ ગયું અને તેનાં સ્વપ્નાં પણ ચાલ્યાં ગયાં. શું એ વખત પાછો નહિ આવે ? મને આવતાં વાર થતી તો પિતાજીને ચીંતા થતી–હવે એવું કોણ છે ! કોઇ નહિ. ગયું, ગયું મ્હારૂં સર્વસ્વ ગયું માતા પિતાની શીતળ છાયાવાળું વૃક્ષ સુકાઇને ખરી પડયું ( નિસાસો નાખે છે શ્રીદેવી તરફ જોતો )

આના ચ્હેરાપર નૂર કાં દેખાતું નથી? ( બેસે છે ) વ્હાલી! જરા પાણી લાવો.

શ્રીદેવી— કહો તમારી જે વ્હાલી હોય તેને; તે લાવી આપશે મજુરી કરવા વખતે અમે અને મોજ ઉડાવતી વખતે બીજી; બહુ સારો ન્યાય છે–હું તમારી ગુલામ એટલે જ્યારે ફરમાવો ત્યારે તમારી તાબેદારી ઉઠાવ્યા કરૂં; જે તે તમારી સાથે મોજ માણે ત્યાં, તમે તેના ગુલામ ને અહીં હું–મારાથી નહિ બને બોલાવો તેને.

ઇશ્વરલાલ— ( સ્વગત્ ) આ રાંડને કયાંથી ખબર પડી કે હું કોઇ બીજીના પ્યારમાં છું? ચોપાટી ઉપર એ કદાચ જોઇ ગઇ હશે (પ્રગટ) એ તો ત્હારો ખોટો વ્હેમ છે. તે દીવસે તો મારા મિત્રની સ્ત્રી મને ચોપાટી ઉપર મળી હતી.

શ્રીદેવી— તમે નાનાં બચ્ચાંને પટાવજો–મને નહિ–સમજ્યા? મારા વ્યભિચારી ભરથાર! મારે માટે સોનાનું ઘડિયાલ તો લાવ્યા નહિ અને તાબેદારી ઉઠાવવાની ફરજ પાડો છો? (ખોટો સ્નેહ બતાવતી નજીક જઇ બેટે છે) હાશ હવે શાંતિ વળી! ગમે તેવી પણ પતિની છાંયથી અંતરની ઉંડી ઇચ્છા પારપડે એમાં નવાઇ નથી. પ્રિયપતિ! ખોટું ન લગાડશો. મારા બોલવા સામું ન જોશો. (ભેટે છે)

ઇશ્વરલાલ— ( સ્વગત્ ) આને હું કેમ ચાહી શકતો નથી? ઘરનો રોટલો કેમ ગમતો નથી? ગમે તેવું પણ ઘરનું સારૂં. એમાંજ સંતોષ માનવો જોઇએ. સંતોષ! તું કયાં છે? બાઇ! હું ત્હારી ઝંખના કરી રહ્યો છું. મારી સામું તો જો! ( નિસાસો નાખે છે પ્રગટ ) પ્રિયે! ત્હારા કડવા

શબ્દો કિવનાઇનની ગોળી પેઠે મારો માનસિક તાવ ઉતારી નાખે છે ( ભેટે છે ) મારી વ્હાલી !

શ્રીદેવી– હાશ...અંતર ટાઢું હીમ જેવું થઇ જાય છે. ( ખીસાં–તપાસે છે; તપાસતાં એક બાઇનો ફોટો નીકળે છે) પ્રિય ! હું વ્હાલી કે આ ? ( ફોટો બતાવતી ) જ્યારે આમજ કરવું હતું ત્યારે મને જીવતી શા માટે રાખી ?

ઇશ્વરલાલ– (સ્વગત) ભોગ લાગ્યા, હવે શું કરૂં ? સાબીતી સાથે પુરાવો મળ્યો (પ્ર) એ...તો...મારા મિત્રે એ ફોટો... મને...એન્લાર્જ કરાવવા આપ્યો છે લાવ...(ઝડપી લેછે) જરા પાણી તો લાવ મારી તૃષા છીપાવ વ્હાલી !

શ્રીદેવી– તમારી તૃષા છીપાવવાની મારેજ રહી ? કે એને ? ગમે તેમ તોય હું તમારી પરણેતર; મારી ફરજ મારે પાળ-વીજ પડે પાણી લાવીશ પણ તે તુટેલાં હૃદયે નાથ ! ( પાણી લાવે છે. ગુસ્સામાં ગ્લાસ ધબ દઇને મૂકે છે )
" અંતર સળગીઆગ કહો કોણ બુઝવશે;
હૈયું ન રહે હાથ કહો કોણ રીઝાવશે ? "

ઇશ્વરલાલ– રાંડ મારૂં અપમાન કરે છે ? પાણી આપવાની આ રીત છે ?

રજનીનાથ–(સ્વ) ઠીક રંગ જામ્યો છે; મઝા પડશે–હવે નારદ વિદ્યા બરાબર ચલાવું. (પ્ર.) કેમ મોટાભાઇ ! કેમ આટલા બધા ગુસ્સે થાઓ છો ?

ઇશ્વરલાલ– જો, આ દુષ્ટા મારૂં સખત અપમાન કરે છે.

રજનીનાથ–( ઇશ્વરલાલને બાજુમાં લઇ જઇ ) કેમ ન કરે ? એનું દીલ હવે તમારા પરથી ઉઠયું છે કદાચ ક્યાંક બીજે લાગ્યું હોય તો લાગ્યું હોય ( સ્વગત ) આગલાગી—હવે નાસ મારા બાપ ( એકદમ જાય છે )

ઇશ્વરલાલ– વ્યભિચારિણી! જેવી તું છે, તેવાજ બીજાને ધારે છે! જાણું છું ત્હારાં કારસ્થાન: મને શીખામણ આપવા દોડી આવે છે અને તું શું કરે છે? લે આ તારાં પાપનો બદલો (પાણીનો ગ્લાસ ફેંકીને તેના માથામાં મારે છે, લોહીની ધાર ચાલે છે શ્રીદેવી પડે છે–અવાજ સાંભળી પ્રભુરાય દોડી આવે છે)

પ્રભુરાય– (સ્વગત્) જ્યાં કલેશ હોય ત્યાં શાંતિથી અભ્યાસ ન થાય (પ્ર) માતા, માતા, તને આ શું થયું? (પાસે જાય છે ખોળામાં માથું લે છે) હવે મારાથી આ ઘરમાં નહિ રહેવાય, પિતાજી, કાલથી હું હોસ્ટેલમાં રહેવા જઈશ (દુઃખી થાય છે)

(ઇશ્વરલાલ જડવત્ ઉભો છે–સ્વાર્થ પડદામાં દેખાય છે–હસે છે) અવાજ સાથે સીન ટ્રાન્સફર.



## અંક બીજો.

### પ્ર. ચોથો.

સ્થળ—રજનીનાથનો ખાનગી ઓરડો—

[ રજની, સખીઓ સાથે વિરહ ગીત ગાતી હોય છે ]

ગાયન.

રજની તથા સખીઓ—

રસીયા રસ રીત ક્યારે જાણુશે સાહેલડી
રસીયા રસહીન રહી ફરતા ફરે [૨]

[ સાખી ] પ્રીત રીત જાણે નહિ પ્રિયતમ ના'વે પાસ;
પ્રેમબંધ બાંધે નહિ જોબનની જાએઆશ,
પ્રિયતમ તણી પ્રીતકાજે ઝુરતી સાહેલડી;
પ્રિયતમ રસહીન બની ફરતા ફરે...રસીયા.

[ સાખી ] નયન નયનથી જો ઢળે સફળ જીવન મુજ થાય;
પ્રિયતમ જો માને નહિ, એળે જીવન મુજ જાય.
પ્રિયતમ પ્રિયપ્રાણુ ક્યારે આવશે સાહેલડી
નયનો બીચારાં રાહ જોયા કરે...રસીયા.

રજની- સખીઓ! તમે જાઓ આ નિરાશ થયલાં હૃદયને શાંતિ તમારાથી નહિ મળે [સખીઓ સામું જોયા કરે છે, ઉભી રહે છે ] જાઓને કેમ ઉભાં રહ્યાં છો બ્હેનો? બળતીને કાં વધારે બાળી રહ્યાં છો? મ્હારી હાંસી કરો છો?

૧] સખી- તને કોઇ પણ રીતે શાંતિ મળે એજ અમારી ઇચ્છા-અમારી હાજરીથી દુ:ખ થતું હોય તો અમે આ ચાલ્યાં [ દુ:ખી થાય છે જવા માંડે છે ]

૨] સખી- તને દુઃખ થતું હોય તે અમારાથી જોઇ શકાતું નથી અમે તો તારે દુ:ખે દુ:ખી અને તારે સુખે સુખી [સ્વગત] બીચારી કેવી દુ:ખી જણાય છે ?

૩] સખી- જેને પતિનું સુખ નથી તેને બીજા બધા વૈભવો તુચ્છ લાગે એમાં નવાઇ નથી: બ્હેન! શા માટે દુઃખી થાય છે? ત્હારા પતિ હમણાં આવશે તને સંતોષશે.

રજની- સંતોષ! નહિ નહિ એતો કોણ જાણે ક્યાંએ ક્યારનોયે ચાલ્યો ગયો છે એ આ અંતઃકરણ માટે છેજ નહિ. બ્હેનો! હું તમોને ખોળા પાથરીને વિનવું છું કે મારે માટે દુ:ખી ન થાઓ જાઓ બ્હેનો! સુખેથી જાઓ; મને એકલીને મારૂં લાગ્યું ભોગવવા દો.

સખી- બ્હેન કરને ચ્હેન, ત્હારા સ્વામિ આવે છે. સાથે તેના મિત્ર શ્રીકાંત પણ આવતા જણાય છે.

સખી- આવજે મઝા ઉડાવજે અમને ભૂલી ન જતી.

[સખીઓ જાય છે]

રજની : "છતે પતિએ વિરહ દુઃખથી પીડાવું મુજને રહ્યું;
હાય ઓ અભાગણી, દીનરાત દુઃખનું દુ:ખ સહ્યું."

[રજનીનાથ તથા શ્રીકાંત પ્રવેશ કરે છે]

રજનીનાથ: (સ્વગત) કરસનદાસ શેઠનો બેડો પાર કર્યા શિવાય પેઢીની સર્વ સત્તા મારા હાથમાં નહિ આવે. તેમ તેની મીલ્કતનો કબજો નહિ મળે, તેને પુત્ર નથી—પુત્રીને મીલ્કત સોંપવાનો વિચાર કરે છે. એ વીલ તૈયાર કરાવે તે પહેલાં એનું કાસળ કાઢી નાખી વેપારમાં ખોટ આવવાથી આપઘાત કર્યો એવું ઠરાવી એને ખાનગી મસલતને બ્હાને મળવા જઇ પીસ્તોલથી ઠાર કરીશ. ત્યારેજ મારૂં વેર વસુલ થશે. ઓ કરસનદાસ! તેં મને તે દિવસે મારા સ્વાર્થને આડે આવી પાછો પાડયો કેમ? જોઉં છું હવે તારાથી કેટલું જીવાય છે તને પુરો કરીશ ત્યારેજ મારો સ્વાર્થ [સ્વાર્થ વિચીત્ર અવાજ સાથે વીજળીના ચમકારાની પેઠે પસાર થાય છે ઝડપથી) સાધી શકીશ.

"ઓ ક્રૂર કરસનદાસ મારા સ્વાર્થની આડે પડયો;
જો જે હવે કે શું કરૂં છું રજનીનાથ કેવો છે નડયો."

રજની: [સ્વગત] આને માટે હું મરી પડું છું–એને મારે માટે કાંઇ છેજ નહિ એને હૃદય હશે? લાગણી હશે? કયાં સુકાયાં? શા કારણથી એ ઝરણાં બંધ થયાં? કેવળ સ્વાર્થ માટે! એ નીચ સ્વાર્થે એની આંખે પાટા બાંધી ઉંડા કુવામાં ફેંકી દીધા. મારાં સુખનું સત્યાનાશ વાળ્યું છેક મારોજ વેરી થયો. ધિકકાર, લાખોવાર ધિકકાર છે ઓ નીચ! આવી રીતે કેટલાં બલિદાન લઇશ? આવી રીતે કેટલી નિર્દોષ આર્યાઓ દુઃખથી રીબાઇ રીબાઇને મરતી હશે તેનો તને જરા પણ ખ્યાલ છે? હું પહેલથીજ જાણતી હતી કે સુખની આશા ફોગટ છે તો હવે એને માટે ફાંફાં મારવાં શા કામનાં? વિધાતા! હવે તારે આશરે જે થાય તે જોયા કરી જીવવું રહ્યું.

" મ્હાવું અને સ્હેવું એજ જીવન મંત્ર છે;
સ્વાર્થનું બલિદાન એ છે તો મારૂં અંતિમ એજ છે "

( પ્રગટ ) પ્રાણેશ ! જરા આની સામું જોશો ? એક મીઠી દૃષ્ટિની ભીખ માગું છું. વધારે જોઇતું નથી. (પાસે જાય છે ભેટે છે) હાશ બધાંય દુઃખો આ વિસામાથી ભુલાઇ ગયાં. [પોતાની છાતી ઉપરથી કાંઇ લઇ લેતી હોય તેમ] દુઃખ ! મારી પાસે કેમ આવ્યું ? ચાલ્યું જા. લુંચ્યું, પાજી, નકામું સતાવતું હતું !

રજનીનાથ: [શ્રીકાંતની હાજરીનો ઇશારો કરતો રજનીને છુટી પાડતો સ્વગત (કેવો સુખનો ચમકારો ? એ આનંદ જેના ભાગ્યમાં હોય તેનેજ મળે.બીચારી ગરીબ ગાય જેવી,પ્રેમથી ભેટવા આવે છે તેને હડસેલી મુકી–બીચારીને દુઃખ થશે. રજની–રજની, તને હું જરુર સુખી કરીશ પણ મારો સ્વાર્થ પુરેપુરો સાધી લીધા પછી. નિરાશ ન થતી વ્હાલી !

શ્રીકાંત : રજની નાથ ! તારૂં સુખ જોઇને મનેજ સુખ મળ્યું એમ હું સમજુ છું એ બીચારી ભોળી બાળાની અંતરની આશીષ તારૂં કલ્યાણ કરશે. (સ્વગત) અંતે ઠેકાણે આવશે એવું લાગે છે. પ્રભુ ત્હારી કરુણા વરસી

રજની : નાથ ! સ્વાર્થ ભુલી આ દીન દાસીને પ્રેમથી પોષો એજ પ્રાર્થના છે. એનાથી કોનું ભલું થયું છે ? જ્યાં જોશો ત્યાં એજ વિનાશનું કારણ હોય છે–હૃદય સ્વામિ ! મારી એજ છેલ્લી વિનતિ છે.

રજનીનાથ: શું કહ્યું ? સ્વાર્થને ભુલી જાઉં ? તને સ્વીકારૂં ? હું તને કહી કહીને થાકયો તો પણ ફરીથી પાછો એનો એજ સવાલ મારી આગળ મુકે છે ? તને લાજ નથી આવતી ? બેશરમ, નાલાયક, હું જેજે કામ કરી રહ્યો છું તે ફક્ત

સ્વાર્થનેજ માટે-તે સાધતાં આ જીવનનું બલીદાન અપાય તો પણ ભલે—મારો સ્વાર્થ સાધવા હું ગમે તેટલા-ઓને ભોગે પણ મારૂં કાર્ય પાર પાડવામાં પાછી પાની નહિ કરૂં હવે પછી જો એક શબ્દ પણ બોલી છો તો મ્હારા ગુસ્સાનો ભોગ થઇ પડીશ.

શ્રીકાંત : બીચારાં રજની બ્હેન શું ખોટું કહે છે ? ભાઇ, એના જેવી સ્ત્રી તારા સુભાગ્યેજ તને મળી છે. ગૃહલક્ષ્મીને દુઃખી કરી કોઇ લક્ષ્મીવાન થયું નથી માટે ઇશ્વરે તને જેટલું આપ્યું છે તેટલું સંતોષથી ભોગવી સુખી થા, અને એને સુખી કર સ્વાર્થ તો સહુને રહ્યો છે પણ અંધ બનવું ન જોઇએ. જો, તારાં શરીર સામું જો-રાત્રો દિવસ ચીંતામાં ને ચીંતામાં કેટલું ખરાબ થયું છે ?

રજનીનાથ: તારે મારી સાથે મિત્રતા રાખવી હોય તો રાખજે પણ મારા સ્વાર્થ વિરૂદ્ધ એક પણ શબ્દ બોલતો નહિ સમજ્યો ? મને શિખામણ આપી આપીને મારૂં મગજ ફેરવી નાખ્યું. હવે હું કાંઇ સાંખું તેમ નથી. એ તને સારી લાગે છે ખરૂં ? જરૂર આમાં ગોટાળો જણાય છે. વ્યભિચારી ! જા મારા ઘરમાંથી હમણાં ને હમણાં ચાલ્યો જા-નહિતો પરિણામ ઘણુંજ ખરાબ આવશે નીચ !

શ્રીકાંત: હું તારૂં કેમ ભલું થાય એને તું કેમ સુખી થાય એજ ચિંતામાં તારે દુઃખે દુઃખી હતો પણ ઓ અંધ ! એ તને ન સૂઝ્યું કે કોણ ત્હારો મિત્ર છે અને કોણ શત્રુ-જેનું સારૂં નજ થવાનું હોય એને સારો માર્ગ મળતોજ નથી. તારાં માતા પિતા પણ એજ દુઃખથી ગયાં-તારૂં પરવાર્યું છે-હું તારો મિત્ર છું ને છેવટ સુધી રહીશ.

પણ હવે આપણો બોલવા વ્યવહાર આજથી બંધ થાય છે–છેવટે હું યાદ આવું અને મારી જરૂર પડે તો બોલાવજે હાલ તો છેલ્લી સલામ.

" વફાદારી સ્વીકારી છે વફાદાર રહીશ હું "
ભીડ વખતે યાદ કરજે જરૂર ત્યારે મળીશ હું."

ઓ દેવ ! વફાદરીનો કેવો બદલો ! ( જવામાંડે છે )

રજની: વ્હાલા ! મારા શ્રીકાંત ભાઈને રોકો—ન જવાદો હાય !–

રજનીનાથઃ પાપિણી, ઉપરથી ભાઇ, ભાઇ કરે છે અંદરથી ત્હારો વ્હાલો ? ભેટીલે ઓ કુલટા ત્હારા વહાલાને (રજનીને શ્રીકાંત તરફ ધકકો મારે છે–રજની પડે છે મૂર્છા આવે છે ) ( શ્રીકાંતને ) ઓ પાપનાં પૂતળાં ! સુખેથી મોજ માણો ( શ્રીકાંત ગુસ્સામાં જતો રહે છે ) બસ ખૂન પ્રપંચ વગેરે ગમે તે પ્રકારે સ્વાર્થ સાધુંજ ત્યારેજ નીરાંત વળશે. (જાય છે)

(પડદો પડે છે)

---

# અંક બીજો

## પ્રવેશ પાંચમો.

કરસનદાસ શેઠનો સુવાનો ઓરડો—

નદાસઃ " પ્રપંચીનો વિશ્વાસ ભાઇઓ કોઇ દી કરશો નહિ:
દગો દેશે ગમે ત્યારે કોઇ દી ઠરશો નહિ. "

રજનીનાથ ઘણોજ ચાલાક છે—વેપારી કુનેહ શીખી પુરે પુરો હુશીયાર થઇ ગયો છે પણ કયારે ફસાવશે એ કહી ન શકાય; માટે ઘણીજ સાવચેતી ન રાખું તો જરૂર ઉંડા ખાડામાં હોમી દે. ચાલાકીનો ગેર ઉપયોગ ન કરે તો તરી જાય—અને તારે—આપણા લોકોમાં એ દર્દ છે તે નીકળી જાય તો બીજી પરદેશી પ્રજાને હંફાવી શકીએ—ઓ કમનશીબ હિંદ ! તારાં બાળકોની એજ ખામી છે; દેશનો ઉદ્ધાર કયાંથી થાય ? પહેલાં આ દેશમાં ન્યાય અને નિતી હતાં—કહો ! શું દુઃખ હતું ? હવે એ ગયાં અને સાથેજ

સુખ અને શાંતિ લેતાં ગયાં. ઓ ગરીબ દેશ! તારૂં શું થશે? તુચ્છ સ્વાર્થ માટે સર્વ કાંઇ થાય છે.

રજનીનાથ: (પ્રવેશ કરતો ખીસ્સામાંથી પીસ્તોલ કાઢી ઓડીયન્સને બતાવતો સ્વગત્) આની એકજ ગોળીથી બધાએ રોગો તર્તજ નાબુદ થવાના (પીસ્તોલ ખીસ્સામાં પાછી મુકતો) (પ્રગટ) કેમ કરસનદાસ કાકા! મારે આજે ખાસ જરૂરી વાત કરવાની છે જેથી એકાંત સાધી અત્યારે મળવા આવ્યો છું.

કરસનદાસ: આવ ભાઇ આવ, ભલે આવ્યો, ત્હારે માટે હંમેશાં ગમે ત્યારે આ ઘરના દરવાજા ખુલ્લા છે. કહે! શું ખાસ કામે આવવું પડયું છે?

રજનીનાથ: કામ તો ખાસ એજ કે આજ કાલ નાણાં સબંધી સ્થિતિ નબળી પડી ગયલી હોવાથી વેપાર રોજગાર ઠંડા પડી ગયાછે; વળી વીલાયતથી આપણે જેવો જોઇએ તેવો માલ મંગાવી શકતા નથી–વેપારીઓ પણ આપણને વખતસર નાણાં ભરી શકતા નથી તો આપણને પગભેર રહેવાની મુશ્કેલી પડતી જાય છે. તો આ તકનો લાભ લેવા માટે જો આપણાથી નાણાંની સગવડ બની શકે તો વિલાયતથી એક સામટો માલ મંગાવી રાખી મૂકીએ, તો પાછી બજાર તેજ થતાં આખી બજાર આપણા હાથપર રાખી શકીએ. વિશેષમાં આપણી મરજી પ્રમાણે પૈસા પેદા કરી શકીએ. પણ નાણાની સગવડ થાય તોજ–આ તક ચુકવા જેવી નથી.

કરસનદાસ: વાતતો સાચી પણ નાણાં લાવવાં ક્યાંથી?

રજનીનાથ: (સ્વગત્) ચાલાકીથી પુછી લઉં કે કેટલી રોકડ રકમ

એની પાસે જમા છે. [પ્ર.] તમારી ખાનગી તીજોરીમાંથી બીજે ક્યાંથી ? કેટલી રકમ જમા છે?

કરસનદાસ: મારી પાસે હાલ તુર્ત પચીસેક હજાર ત્રીજોરીમાં છે બાકી શેર વગેરે હશે તે કાંઇ વેપાર માટે વેચી દેવાય ? આપણી ખાનગી મુડી આપણાં બાલ બચ્ચાંની સહી સલામતી માટે હોય છે. વેપારને માટે તો જે રકમ પેઢીમાં હોય તેમાંથીજ બધી રમત રમાય. ઘરની મુડી નાખીએ તો ગાંડામાં ઠરીએ—સમજ્યો ?

રજનીનાથ: આપે વીલતો કરાવી રાખ્યું હશેજ—કારણ આપ તો વ્યવહાર કુશળ છો—આપના કામમાં ભૂલ થાયજ નહિ.

કરસનદાસ: (સ્વગત્) આ દગલબાજ વીલ સંબંધી કેમ પુછતો હશે ? કાંઇ દગો કરવાનો હશે ? એના ચહેરા ઉપરથી તદ્દન નિખાલસ દેખાય છે—હશે દૈવેચ્છા પ્રમાણે થવાનું હશે તે થશે—સાચે સાચીજ વાત કહી દઉં—ઉતરતી અવસ્થા છે કોને કાલની ખબર છે? [પ્ર] હા વીલતો ક્યારનુંય કરાવી રાખ્યું છે. તને ફુલ સત્તા સાથે ટ્રસ્ટી નીમેલો છે—કારણ તારા શિવાય હું બીજા કોની ઉપર વિશ્વાસ મુકી શકું ? બધું બરાબર સંભાળજે. ઇશ્વરનો ડર રાખી કામ કરજે.

રજનીનાથ: હવે હું રજા લઇશ. (સ્વગત્) બધું હમણાંજ બરાબર કરી નાખું છું, કાકા તમને કાયમની નિદ્રામાં નાખવાને ઘણી થોડી વાર છે.

(ચાલાકીથી ખીસામાંથી પીસ્તોલકાઢી પાછળ છુપાવી રાખેછે)

કરસનદાસ: ખુશીથી જા—મળતો રહેજે. મારી છેવટની ખાનગી વાત કહી દીધી—બધાંને સંભાળજે

રજનીનાથઃ (સ્વગત) અત્યારે તો તમનેજ બરાબર સંભાળવા તેમારે માટેજ ખાસ કરીને આવ્યો છું તે દિવસે મારા સ્વાર્થની આડે આવ્યા હતા કેમ ? તમારાં મૃત્યુ પછી બધુંએ પચાવી પાડું ત્યારેજ હું ખરો. (પડદામાં સ્વાર્થ વિચિત્ર સ્વરૂપે ભયંકર દેખાય છે રજનીનાથ પીસ્તોલ છોડી એક દમ શેઠ પાસે દોડી જઇ તેના હાથમાં ખરાબર મુકી દેછે.)

કરસનદાસઃ (શેઠ તરફડીયાં ખાતા) ઓ નીચ ! તારા સ્વાર્થ માટે મને દગાથી માર્યો ? ધિક્કાર તારૂં સારૂં નહિ થાય. [મરેછે.]

રજનીનાથઃ અરે કાકા ! કાકા ! વેપારમાં (ઘરમાંથી બધાં માણુસો દોડી આવે છે) ખોટ ઘણાંને જતી હશે શું બધાંએ આમ તમારી માફક આપઘાત કરતા હશે ? તમને આ શું સુઝયું ? અમને નિરાધાર કરી મૂકયાં ? (ઘરના માણુસોને) રડોના રડોના. જયાં સુધી આ રજનીનાથના ખોળીયામાં પ્રાણુ છે ત્યાં સુધી તમને કોઇને જરા પણુ દુઃખ થવા નહિ દઉં. ઓ કાકા ! તમે આ અવિચારી પગલું ભરી બધીએ મનની મનમાંજ રાખી જતા રહ્યા ( બનાવટી રીતે રડે છે. ઘરનાં બધાંએ માણુસો કલ્પાંત કરે છે ) ।

પડદો પડે છે.

# અંક બીજો.

## પ્રવેશ છઠ્ઠો.

ડૉ. સાંકળચંદનું ઘર—

સાંકળચંદઃ " ઓય મારા બાપ લક્ષ્મી એકદમ ચાલી ગઇ:
ધર્મ કરતાં ધાડ થઇને આબરુ ઉડી ગઇ "

કરમચંદ કાકાનો કેસ દવા આપવામાં ભૂલ થવાથી બગડયો જેથી મારી માનીતી અને ગુજરાતની જાણીતી આબરૂ મને એકલો અટુલો મુકીને ચાલી ગઇ! વ્હાલી! વ્હાલી આબરૂ તું ક્યાં છે? તારા વિરહથી હું ઝુરી ઝુરીને મરૂં છું. [નિસાસો નાખે છે] તે ગઇ અને જતાં જતાં કહેતી ગઇ કેઃ—

"હું જાઉં છું હું જાઉં છું ત્યાં આવશો કોઇ નહિ.
સો સો ફ્લંગો મારતાં ત્યાં જીતશો કોઇ નહિ."

ઓ મારી વ્હાલી! તું મને મૂકી કેમ ચાલી ગઇ? (સાંકળી પ્રવેશ કરે છે) પ્રિયા હું તારા તાપે ઝુરીને મરૂં છું.

સાંકળીઃ (સ્વગત) આ હું શું સાંભળું છું? શું એ કોઇના પ્યારમાં પડયા હશે? કોને તાપે ઝુરીને મરતા હશે? હાય, હાય,

એને બીજી તે વળી કોણ મળી હશે ? શું મારા કરતાં એ રૂપાળી હશે ? (પ્ર.) અરે એય ! આ ગાંડાંકાને માટે કાઢો છો ? કઇ તમારી વ્હાલી વળી બીજી ફુટી નીકળી ? બોલો તો ખરા (પકડીને હલાવે છે)

સાંકળચંદ : (સ્વગત્) આ કાંઈ સાંભળી ગઇ હોય એવું લાગે છે, જરા બનાવું ઠીક મઝા પડશે. (પ્ર.) અરે જેના તાપે હું વિરહ વેદના ભોગવી રહ્યો છું, એતો તારા કરતાં પણ ઘણીજ રૂપાળી છે. એને માટે હું તો શું પણ દુનીયાં આખી મરી પડે છે—એને મેળવવા કેટકેટલાં જોખમ ખેડવાં પડે છે સમજી ? એ નહોય તો આપણી બધાંયની જીંદગી નકામી.

"બતાવો કોઇરે પ્રેમતણી પ્રતિમા"—વગેરે.

સાંકળી : (સ્વગત્) એવી તે એની કઇ પ્રિયા હશે કે જેને માટે દુનીયા આખી મરી પડે છે ? મારી મશ્કરી તો નહિ કરતા હોય! (ચીડાય છે પ્ર.) મને ચીડવો છો શા માટે ? મારી એ શોકનું નામ શું છે ? મેં તમને રસ્તે ચડાવ્યા તેનું આ ફળ ? મારા ઉપર મને બાળવા બીજી લાવ્યા ? હાય, હાય, આ ધણીને મારે શું કહેવું ? (ચીડાય છે).

સાંકળચંદ : (ખુશી થાય છે, હસે છે, કુદે છે) હાશ...આજે ખરેખરી મજાહ પડી. આવું રોજ થતું હોય તો રોજ મજાહ પડે મને ચીડવતી હતી કેમ ? લેતીજા (સાંકળી વધારે ચીડાય છે) ચીડવીશ કોઇ દી ?

સાંકળી : હવે કોઇ દિવસ નહિ ચીડવું—તમે કહેશો તેમ કરીશ પણ મહેરબાની કરીને કહો કે એનું નામ શું છે ?

સાંકળચંદ : મારે પગે પડ. માફી માગ તો કહું.

સાંકળી : (સ્વગત) અત્યારે માફી મગાવે છે પણ મારોય વારો આવશે (પગે પડે છે. પ્ર) માફી માગું છું.

સાંકળચંદ : જો સાંભળ. એ મારી અને દુનીયાની વ્હાલી પ્રિયાનું નામ "આબરૂ."

સાંકળી : હાય, હાય, આણે તો મને પુરેપુરી છેતરી. મને પગે પડાવી મારી પાસે માફી મંગાવી! (ખુબ ચીડાય છે) યાદ રાખજો કે તમારો પણ વારો આવશે.

સાંકળચંદ : હિંદુસંસારમાં સ્ત્રીઓની ફરજ છે કે પતિની સેવા કરવી અને એને પગે પડવું. તારાથી અજાણતાં પતિ સેવા થઇ ગઇ તો તેનું ફળ તને મળશે. તું સાત બચ્ચાંની મા થઇશ–સમજી! હવે રીસ નકામી ચીજ હોવાથી તેનો ત્યાગ કરી મને થોડી સલાહ દે કે મારે શું કરવું ?

સાંકળી : શેનું શું કરવું ?

સાંકળચંદ : એકદમ અજાણી થતાં સારૂં આવડે છે. સ્ત્રીચરિત્ર ચલાવે છે ? દવાખાનું ચાલતું નથી તેનું. કરમચંદ કાકાનો કેસ બગડયા પછી તદ્દન બેઠાબેઠ છું; બીલકુલ ઘરાકીજ નથી. નાણુંભીડ કચ્ચાંબચ્ચાં લઇને આવી છે. "બીજું બધું તો ઠીક છે પણ નાણુંભીડની બીક છે." પૈસા નહિ આવે તો ખાશું શું ? કાંઇ રસ્તો સસ્તો સુઝે છે ?

સાંકળી : (વિચારમાં પડી જાય છે) રસ્તો ? હું બતાવું ? તમે મરદ જેવા મરદ થઇને મારી બુદ્ધિની મદદ માગો છો ? શું તમારી બુદ્ધિ ભાડે આપી છે ? મને ચીડવી કેમ ? હવે જવાબ નહિ આપું.

સાંકળચંદ : મારી અક્કલની કંકોતરી, હવે નહિ ચીડવું (ભેટે છે)

સાંકળી : (શરમાઇ જાય છે) આ બધાનાં દેખતાં એવું તે શું

કરતા હશો? હું વાંજો મરૂં છું. જુઓ જ્યાં તમારૂં ધ્યાન પહોંચતું હોય ત્યાં વિલાયતી દવા વાપરો અને ઝેરી દવા વાપરવાનું તદ્દન બંધ કરો એટલે નુકસાન થતું અટકે. પીવામાં અને ખાવામાં ઝેરી દવા બીલકુલ વાપરવીજ નહિ. ચોપડવામાં તમને અનુભવ હોય તેવી ભલે વપરાય. બાકી થોડું દેશી વૈદું શીખવા માંડી દેશી દવા વાપરતાં શીખશો તો જરૂર ફાવશો એમ મારૂં ધ્યાન પહોંચે છે. બાકી તો ગરીબનું નશીબ ગરીબ.

સાંકળચંદ: ( ખુશી થતો કુદવા માંડે છે ) ઠીક રસ્તો બતાવ્યો; જરૂર તારા કહેવા મુજબ હું કરીશ નશીબ જ્યારે જ્વાળામુખી પર્વતની માફક ફાટવાનું હશે ત્યારે ફાટશે. આપણે તો માત્ર મહેનત કરીએ ફળ આપનારો એ છે.

( બન્ને જાય છે )

પડદો પડે છે.

# અંક બીજો

## પ્રવેશ સાતમો

સ્થળ—ઇશ્વરલાલનો ખાનગી ઓરડો.

(શ્રીદેવી ઘાયલ હાલતમાં આરામખુરશી ઉપર બેઠેલી દેખાય છે)

રજની : (પ્રવેશે છે)

મારા મનનો માન્યો મને તો માનતોય નથી—હું એને માટે ઝુરી રહી છું—એને જરા પણ દરકાર નથી—પ્રેમ નિરાશા હૃદય તોડી નાખે છે છતાં એના ટુકડા બતાવી શકાતા નથી—હું આખીએ બળી રહી છું—છતાં ખાખ થતી નથી—કહે છે કે હૃદય હૃદયને આકર્ષે છે. મારામાં આકર્ષણ શક્તિ નહિ હોય? મને હીંમત હતી કે હું મારૂં સુધારી લઇશ આજે એ હીંમત જતી રહી. સમજાવવા કોઇ આવે છે તો એનાજ ઉપર વ્હેમ—કેવું ભાગ્ય! પ્રેમનો બદલો તિરસ્કાર? ઓ ઘાતકી સ્વાર્થ! ત્હારે કેટલાં અને કેવાં ઘાતકી કામો કરાવવાં છે? મારૂં જે થવાનું હશે તે થશે પણ આને શામાટે હણે છે! અમે તારૂં શું બગાડ્યું છે કે અમને બધાંને તારી વિકાળ જાળમાં

ફસાવી મારે છે? ઓ દૈવ આ જીંદગી કયાંસુધી ટકશે ? ( નિસાસો નાંખે છે) કુસંપ, કલેશ, ને સ્વાર્થ, કેવા ભયંકર રોગ ? (ધ્રુજે છે–શ્રીદેવી પાસે જઇ બેસે છે) બા ! આપને કાંઇ આરામ જણાય છે ? ઘા કાંઇ રૂઝાતો હોય એમ લાગે છે ?

શ્રીદેવી : પહેલાં આ હૃદયનો ઘા રૂઝાય ત્યારેજ એ રૂઝાયને ? એ ઘા છો ઉંડો ને ઉંડો ઉતરતો જાય છે પછી ( માથું બતાવતી ) આ ઘાનું તો પૂછવું જ શું ? રજની તું બાળક છે છતાં સમજુ છે એટલે વધારે સમજાવવું પડે તેમ નથી–જેને પતિ તરફનું સુખ નથી તેનું જીવન તદ્દન નકામુંજ–એ જીવે તોપણ એક મુંગા પ્રાણીની માફકજ. શું એ જીવ્યું જીવ્યું કહેવાય ? નહિજ. તારા પતિ અમારા સંસારમાંયે ઝેર રેડી રહ્યા છે. હજીપણ કાંઇ બાકી હશે તે પુરૂં કરશે ( નિસાસો નાંખે છે ) એના સ્વાર્થ માટે એ જે નહિ કરે તે થોડુંજ–હાય મને અભાગણીને પણ ખોટો રસ્તો કયાંથીય સુઝયો અને એનું હથિયાર બની ( રડે છે ) કેવું ભયંકર પાપ કર્યું ?

રજની : શું પાપ કર્યું ?

શ્રીદેવી : ( સ્વગત્ ) કયે મોઢે કહું કે શું પાપ કર્યું ? (પ્ર,) રજની ! સાંભળ, તારી પાસે મારૂં પાપ બોલવામાં કાંઇપણ વાંધો નથી. તુંતો દેવી છો. રજનીનાથને સારે નસીબે તું એને મળી છે પણ એને તો દરકારજ નથી. એ ધારે તો તારાથી અહીંજ સ્વર્ગ ખડું કરી શકે, પણ એ ભાગ્ય કયાં છે ? સ્વાર્થમાં અંધ છે એટલે તારી સામું શીરીતે જોઇ શકે ?

" સ્વાર્થમાં જે અંધ છે તે કયાંય પણ જોતો નથી;
નુકસાન કોનું થાય છે તે કદી પણ જોતો નથી."

પોતાનેજ હાથે કુહાડો પોતાનાજ પગ ઉપર મારે છે તેનું પણ એને ભાન નથી. રજની ! મેં એવું પાપ કર્યું છે કે આ દેહને જીવતો બાળી મૂકવામાં આવે તોપણ એનું પ્રાયશ્ચિત ન થાય ! મેં મારૂં શીયળ વેચીને આ સાડી લીધી છે–રજની ! જો, જો આ મારાં શીયળની કીંમત (ટેબલ ઉપરથી સાડી લઇને બતાવે છે )

રજની : ( સાડી હાથમાં લેછે–જુએ છે–સ્વગત ) શું......બા...... વ્યભિચારી થયાં ( હાથમાંથી સાડી પડી જાય છે ) તેની તેની આ નિશાની ? હાય દુર્દૈવ ! આ મેં શું સાંભળ્યું ? આવું સાંભળતાં શ્રવણશક્તિ બ્હેર કેમ મારી જતી નથી? ઓ કુદરત ! આનો કેવો બદલો વાળીશ ? દુઃખનાં ઘેરાતાં વાદળ માથે આવ્યાં છે–હમણાંજ જાણે વરસશે એવું લાગે છે. ઓ પરમાત્મન્ ! અમને સહનશક્તિ આપ. )

શ્રીદેવી : રજની ! કેમ કાંઇ બોલતી નથી ? શું વિચાર કરે છે ? તને મારો તીરસ્કાર થયો હશે. પણ એ વાંક મારી એકલીનો નથી–આપણાં પાપમાં ઘણોખરો ભાગ પુરૂષોનો હોય છે. સમજી !

રજની : (નિસાસો નાખે છે) જે બન્યું તે હવે નહિ બન્યું નહિ થાય–શું બોલું ? હૃદય ચીરાઇ જાય છે (રડે છે) જે થાય તે હવે તો સહન કર્યેજ છુટકો

(રજનીનાથ અને ઇશ્વરલાલ પ્રવેશ કરે છે)

રજનીનાથ : મોટાભાઇ ! મારાં મુરબ્બી ભાભી સાહેબનાં પરાક્રમનું કેટલું વર્ણન કરૂં ? તમારે સાબીતી સાથે પુરાવો રજુ કરવો હોય તો જુઓ (ખીસાંમાંથી ફોટો કાઢે છે આપે છે) આ ફોટો.

ઇશ્વરલાલ : (ફાટેલી આંખે ફોટા સામે જોઇ રહે છે) એ રાંડ મારાં પોકળ શોધતી હતી–પોતે શું કર્યું ? ( શ્રીદેવી પાસે જાય

છે) આ કુલ્ટા! (રજની ગભરાઈને ખસી જાય છે) જો, જો આ તારાં પાપનું પ્રદર્શન! મને શીખામણ આપતી વખતે શુરાતન આવતું હતું–હવે ક્યાં ગયું?

શ્રીદેવી : (ફોટો જોઈને ગભરાય છે) હાય! હવે આવી બન્યું (રડે છે)

રજનીનાથ : (સાડી બતાવતો) મોટાભાઈ! હજી વધારે સાબીતી જોઈતી હોય તો તમારાં એ પૂણ્યવંતાને પૂછો કે એ સાડી કોણે આપી? એજ માણસે એને એ સાડી એના પ્રથમ મીલનની યાદગીરી તરીકે ભેટ આપી છે.

ઇશ્વરલાલ : (એકદમ ગુસ્સામાં હાથ પકડી) બોલ એ પીશાચણી! આ સાડી તને કોણે આપી?

શ્રીદેવી : (ગુસ્સાથી) જેવું તમે કર્યું એવું મેં કર્યું–સમજ્યા? એમાં પૂછવાનું શું? પહેલાં તમે સુધરો પછી અમને સુધારો પરોપદેશે પંડિતાઇ કામ ન આવે.

ઇશ્વરલાલ : એમ છે? ત્યારે તુંએ છુટ્ટી અને હુંએ છુટ્ટો. કુલ્ટા! તારૂં કાળું કર. હું મારે રસ્તે અને તું તારે રસ્તે આજથીજ આ ઘરને છેલ્લા પ્રણામ ભાઇ રજનીનાથ હું તને મારો બધો કારભાર સ્વતંત્ર પણે સોંપી દઉં છું–ઘર સંભાળજે. હું જાઉં છું (શ્રીદેવીને) તને બધીએ રજા છે–જા. (ધક્કો મારે છે–શ્રીદેવી પડે છે મૂર્છાવશ થાય છે)
(અવાજ સાથે પડદામાં સ્વાર્થ ખુશી થતો દેખાય છે)

રજનીનાથ: આપણા પાસા પોબાર (ખુશી થાય છે)

રજની : હાય! આ શું હું જોઉં છું? (પડે છે મૂર્છા આવે છે)

ટેબ્લો પડદો પડે છે.

બીજો અંક સમાપ્ત

---

## અંક ત્રીજો.

### પ્રવેશ પહેલો.

સ્થળ—કૉલેજનો બી. એ. ક્લાસનો રૂમ.

પ્રભુરાય : (ઘણુજ ઉંડા વિચારમાં ગમગીન થયેલો બેઠો છે) શું બધાંને સંસાર વિષમય થઇ પડતો હશે ? કોઇ સુખી નહિ હોય ? કુદરતના ઘડનારની લીલા અપાર છે; એ કારીગરની કળાને કોઇ પારખી શકતું નથી. ઓ જગન્નિયંતા ! જે ઘરમાંથી હું શાંતિને અભાવે નીકળ્યો તે ઘરમાં પાછો હું સુખરૂપ જઇ શકીશ ? મારા સદ્દગતદાદાજીની હયાતીમાં જે આનંદ અને જે ઉલ્લાસ હતાં તે પાછાં હું મેળવી શકીશ ? અત્યારે ત્યાં કુસંપ અને કલેશની આગ સળગી રહી છે (નિસાસો નાખે છે)

તરલા : (પ્રવેશ કરતી સ્વગત) જેની સાથે એકાંત મેળવવા હું કેટલાય વખતથી તલસી રહી હતી તે ઇચ્છા આજ ફળી. હાશ હવે મનના ઉભરા પુરેપુરા કાઢીશ. પ્રભુરાય ! પ્રભુરાય ! હું તમારે માટે કેટલા વખતથી મિલનની મીઠી આશામાં તણાયા કરૂં છું તેની તમને ક્યાંથી ખબર હોય ? [પ્ર.] વેલ, મી. પ્રભુરાય આમ ગમગીન કેમ જણાઓ છો ?

પ્રભુરાય : શું કહું તરલા......બ......(તરલા તેનાં મોં ઉપર ચાલાકીથી પાસે બેસતી હાથ મુકી દે છે)

તરલા : મી. પ્રભુરાય! હું તમને ચેતવણી ખાસ કરીને આપું છું કે તમારે 'બ' થી શરૂ થતો શબ્દ મારી સાથેની અથવા મારે માટેની વાતચીતમાં ન વાપરવો. સમજ્યા? (નયન કટાક્ષ કરી હસે છે)

પ્રભુરાય : [સ્વગત] આને જોતાંજ જાણે હું મારૂં દુ:ખ એકદમ ભુલીજ ગયો. 'બ' થી શરૂ થતો શબ્દ એટલે? હું શું કહેવા જતો હતો? હં......બ્હેન શબ્દ. એ શા માટે ન વાપરવો? જરૂર કાંઇ એની ઇચ્છા મને મેળવવાની હોય એવું લાગે છે [પ્ર.] તરલા! શા માટે એવી બંધી કરો છો? કહેશો?

તરલા : તમારા આ સવાલનો જવાબ એકદમ આપવો પડશે? [પ્રેમથી નીહાળીને શરમાતી] હવે સમજ્યા? [હાથનો ઇશારો કરી બે હાથ મેળવતી] હવે તો જરૂર સમજ્યા હશો.

પ્રભુરાય ; (ચાળા પાડતો સ્વગત) એ મને ચ્હાતી હોય એવું લાગે લાગે છે ઓત્તારી......આ......અમારાં......ઘરવાળી! થવાની ઉમેદવારી કરવા આવે છે કે ભણવા? [ફરીથી ચાળા પાડતો પ્ર.] એટલે શું હું તો કાંઇ સમજતો નથી [બાંક ઉપરથી ઉઠી જરા આગળ જઇ ઉભો રહે છે]

તરલા : [સ્વગત્ બાંક ઉપરથી ઉઠી પાસે જતી] આ કાંઇ ભોટ નથી પણ મને બનાવે છે—જોઉં છું કે આપણા બેમાંથી કોણ બને છે. [પ્ર.] અરે એય! તમારે મારી પાસે ખુલ્લે ખુલ્લું બોલાવવું છે?

પ્રભુરાય : [પાસે જતો—તરલા આવી ખસતી] હા. ખુલ્લે ખુલ્લું, ખુલ્લે ખુલ્લું ને ખુલ્લે ખુલ્લુંજ બોલાવવું છે બોલવું છે? નહિ તો હું આ ચાલ્યો [જવા માંડે છે]

તરલા : જુઓ, અહીં આવો તો કહું [પ્રભુરાય પાસે જાય છે] કહું ? [હસે છે] હું તમને ચાહું છું. વ્હાલા ! જ્યારથી આપણે પરિચયમાં આવ્યાં ત્યારથી હું જેમ જેમ તમને જોતી ગઇ તેમ તેમ મારું દીલ તમારા તરફ વધારે ને વધારે ખેંચાતું ગયું. આપણે બે વર્ષથી એકજ ક્લાસમાં ભણીએ છીએ ત્યારથી હું તમને મળવા માટે એકાંત શોધી રહી હતી આજે એ ઇચ્છા દૈવે પાર પાડી. એ લાંબી તૃષા છીપાવશો ? મારા પ્રાણ! (પાસે જઇ ભેટી પડે છે)

પ્રભુરાય : અરે ! આશું કરે છે ? જ્યાં સુધી આપણાં લગ્ન થયાં ન હોય ત્યાં સુધી આવી છુટ લેવાય ? ભણેલી થઇને ભુલ ખાય છે ?

તરલા : [ફરીથી ભેટતી] વ્હાલા ! ઘણે ઠેકાણે આપણે વાંચ્યું છે કે અંતરનાં લગ્ન એજ ખરાં લગ્ન—પેલાં લગ્ન તો દુનીયાને ખાલી બતાવવાનાં—આપણા તો આ જ લગ્ન.

પ્રભુરાય : મને ઘરના દુ:ખીને પરણીને શું તું સુખી થઇશ ? વ્હાલી ! હું તને દુ:ખી કરવા માંગતો નથી—હજુ તક છે—વિચાર બદલી શકાશે.

તરલા : વિચાર બદલવાનો હોત તો દરશાવતજ નહિ—મારો એકજ વિચાર અને એકજ નિશ્ચય—હું મારું હૃદય ઘણા વખત પ્હેલાં તમને અર્પી ચુકી છું—હવે એ બીજાને માટે રહ્યુંજ નથી સ્ત્રી હૃદયને પુરૂષો કયાંથી ઓળખી શકે ? એ તો ભમરની માફક જ્યાં સુગંધી હોય ત્યાં જાય. અમારું એમ નથી—તમે મને નાસીપાસ કરશો તો હું કુંવારી જીંદગી ગાળી સમાજની સેવા કરીશ—પણ બીજો તો મારે મન ભાઇ બાપ સમાન છે. હવેતો......

( ગાયન ગાય છે )

પ્રભુરાય : તરલા, તરલા, તારા આ આત્મભોગના નિશ્ચયે મને એવી રીતે બાંધી લીધો છે કે એમાંથી હું છુટી શકું તેમ નથી—તને મેળવી હું સંસારનાં બધાંએ દુ:ખો ભુલી જાઉં છું તારી શરત હું કબુલ રાખું છું.

તરલા : વ્હાલા ! મને સંસારે જે આપવાનું હતું તે હવે આપ્યું. આપને મળવા માટે ખાવું, પીવું. નિદ્રા વગેરે ત્યાગીને ઉપાય શોધવાના વિચારમાં ને વિચારમાં ગોથાં ખાતી હતી. મને મારૂં સર્વસ્વ મળી ચુક્યું; હવે કાંઈપણ ઈચ્છા નથી—હવે તો હું આપને દુ:ખે દુ:ખી અને આપને સુખે સુખી. મારૂં જીવન સર્વસ્વ તમારૂંજ છે વ્હાલા ! [ પ્રેમથી ભેટે છે માથું પ્રભુરાયની છાતી ઉપર મુકે છે ].

પ્રભુરાય : તરલા ! હું ઘરનો દાઝેલો હોસ્ટેલમાં રહું છું; મારા પુણ્યશાળી દાદાજીના મૃત્યુ પછી ઘરમાં કુસંપ અને કલેશ ઉંડાં મૂળ કરીને પેઠાં છે; જેના પ્રતાપે સુખ અને શાંતિ જતાં રહ્યાં છે. એ અગ્નિથી સળગી રહેલા ઘરમાં હું તને લઈ જવા માગું છું. આવીશ ?

તરલા : વ્હાલા! હજુપણ શંકા રહે છે કે આવા પ્રશ્નો પુછો છો! તમારે માટે ગમે ત્યાં ગમે તે વખતે આવીશ તમે કહેશો તેમ કરીશ—મેં મારા માતા પિતાને મારો નિશ્ચય જણાવી દીધો છે; તેઓ જુના જમાનાના નથી—મારૂં હિત સારી પેઠે સમજે છે; તમને પણ સારી રીતે ઓળખે છે—તેઓ આ કાર્યમાં સંમત છે—હવે કાંઇ પૂછવાનું બાકી છે?

વિદ્યાર્થી : (પ્રવેશ કરતો) વેલ મી. પ્રભુરાય ! હાઉ આર યુ ? (શેકહેન્ડ કરે છે)

પ્રભુરાય : આઈ એમ ક્વાઇટ વેલ. તરલા ! હવે ક્લાસ શરૂ થવાનો ટાઇમ થવા આવ્યો છે—ચાલો બેસીએ. (બેસવા જાય છે)

પટેલ : (ગભરાતો પ્રવેશ કરે છે) એ ભાઇ, ભાઇ, તમારાં માતુ-શ્રીને માથામાં સખત વાગ્યું છે–તેમની હાલત ગંભીર છે–ઘેરે બોલાવે છે–ચાલો ભાઇ, જલદી ચાલો.

પ્રભુરાય : [ચમકે છે તરલા જોઇ રહે છે] હેં શું બાને બહુ વાગ્યું છે?

પટેલ : હાજી, બહુ સખત વાગ્યું છે.

પ્રભુરાય : ઓ કુટુંબ કલેશ ! આતેં શું કર્યું ? (દુઃખી થાય છે) તરલા ! ચાલો.

તરલા : ચાલો પ્રાણ ! કેવું વાગ્યું હશે ? (તરલા, પ્રભુરાય, તથા પટેલ જાય છે) (પડદો પડે છે)

# અંક ત્રીજો.

## પ્રવેશ બીજો.

સ્થળ—ડો. સાંકળચંદનું દવાખાનું.

સાંકળચંદ : [પ્રવેશે છે] ફાવ્યો, ફાવ્યો, કંપાઉન્ડર ડાક્ટર સાંકળચંદ ફાવ્યો. હવે તો જરૂર ફાવ્યો–દેશી દવા વાપરતાં શીખ્યો ત્યારથી ઘરાકી જામી અને મારી આબરૂના બેરોમીટરનો પારો ચડયો ને આબરૂની બીક ઓછી થઇ; પેલો નેપાળદાસ પણ ચુપ થઈ ગયો [વિચારકરતો] હજુ સાંકળી કેમ ન આવી ? પોરીયા ! [બોલાવે છે]

પોરીયો : (પ્રવેશકરતો) જી સાહેબ, હુકમ સાહેબ, ફરમાવો સાહેબ, પોરીયો સાહેબ, આવ્યો સાહેબ,

સાંકળચંદ : તને કાંઇ બોલવાનું ભાન છે કે જેમ ફાવે તેમ બકે જાય છે ? હુકમ સાહેબ, પોરીયો સાહેબ, ને આવ્યો સાહેબ, બસ જયાં ત્યાં સાહેબ સાહેબ કર્યા કરે છે ? મુર્ખો.

પોરીયો : મુર્ખો સાહેબ.

સાંકળચંદ : સાહેબ મુર્ખો એમાં મારે શું ? જા જલ્દી જા, તાકીદે જા,

દોડતો જા, તારાં બાઇ સાહેબને બોલાવી લાવ; કહેજે કે જરૂરી ખાસ કામ છે.

પોરીયો : જાઉં છું સાહેબ [જાય છે]

સાંકળચંદ : પોરીયા! પાછો આવ.

પોરીયો : [દોડતો આવે છે] જી સાહેબ.

સાંકળચંદ : કંપાઉન્ડર કયાં છે?

પોરીયો : અંદર સાહેબ, દવા સાહેબ, બનાવે છે સાહેબ, બોલાવું સાહેબ?

સાંકળચંદ : અરરરરર, સાહેબ સાહેબ કરીને કાન ફોડી નાંખ્યાં તને આ "સાહેબ" બોલતાં કયા મુર્ખાએ શીખવ્યું?

પોરીયો : મારી માએ સાહેબ.

સાંકળચંદ : ઠીક જા. (પોરીયો જાય છે)

નેપાળદાસ : [પ્રવેશ કરતો સ્વગત] હું સ્વપ્ને પણ નહોતો ધારતો કે આ ભાઇનું ઠેકાણું પડે—એ પુરેપુરો નશીબદાર કે એને બૈરી ચાલાક મળી તેથીજ એનું ગાડું સારૂં ચાલ્યું જાય છે (પ્ર.) ડોકટર સાહેબ! મારી તબીયત હમણાં બગડી છે; દવા આપશો?

સાંકળચંદ : "બીજું બધું તો ઠીક છે પણ ફજેતીની બીક છે" સમજ્યા નેપાળદાસ? હવે હું કાચો નથી કે ફસાઇ જાઉં—મારી ફજેતી કરવાના ઇરાદાથી જો આપનું આગમન થયું હોય તો જેવા આવ્યા તેવાજ છ પાંચ ગણી જાઓ; નહિ તો સાત પાંચ થશે. જો તમારે ખરેખર દવા જોઇતી હોય તો તમો મારા નીકટના જુના પાડોશી છો જેથી હું અર્ધે વચને તમારી સેવા ઉઠાવવા તૈયાર છું.

સાંકળી : [કાણુલી સાથે પ્રવેશ કરે છે] કાણુલી બ્હેન! તમારા ભુવાના આ કુળવાન બાપાને સમજાવી દેજો કે એનો પીછો છોડી દે અને આપણી હેત મહેરબાની જેવી છે તેવીને તેવી

નીભાવે; નહિતો અમારે ન છુટકે તમારી આબરૂમાં લીંબુ નીચોવવું પડશે. શું સમજ્યાં ?

નેપાળદાસ : [સ્વગત] હવે આ ઠેકાણે આવ્યો છે માટે ઓળખાણ કામ લાગશે. ફેરવી બાંધું [પ્ર.] અરે ડો. સાહેબ ! તમારી ફજેતી તે અમારી ફજેતી, ને તમારી આબરૂ તે અમારી આબરૂ; વિશેષમાં તમારી બૈરી તે અમારી (કાણુલી તેનાં મ્હોંપર હાથ મુકી બોલતો અટકાવે છે)

કાણુલી : બોલવાનું જરાભાન રાખો નહિ તો એ આબરૂનો જવાબ માંગશે અને કોર્ટે ઘસડાવું પડશે સમજ્યા ? જેમ આવે તેમ ફેંકે જાઓ છો તે ?

નેપાળદાસ : અરે ભુલ્યો-બોલતાં ભુલ્યો-ચાલતાં ભુલ્યો, જન્મતાં ભુલ્યો જીંદગીમાં બસ ભુલ્યોજ ભુલ્યો અરે ઓ મારી કાણુલી ! મને તું ભુલી ન જતી-હું તને ભુલી જાઉં તેની ફીકર નહિ; ડો. સાહેબ ! મારૂં ભુલી જવાનું દરદ મટાડશો ?

સાંકળી : ( નેપાળદાસને ) એ દરદ ઘણે લાંબે વખતે મટશે ને એને માટે તમારે કોઇ બીજોજ ડોકટર શોધવો પડશે. મનના દરદનો ડાકટર આ ( સાંકળચંદને બતાવતી ) નહિ.

નેપાળદાસ : એ ડોકટર કયાં મળશે ?

સાંકળી : અહીંજ મળશે જેમ મને આ ડાકટર સાહેબના ડાકટર થવાની ફરજ પડી છે તેમ તમારો ડાકટર કાણુલી બ્હેન છે; સમજ્યા નેપાળદાસભાઇ ? [ કાણુલી મનમાં ખુશી થતી હસે છે ]

નેપાળદાસ : જમાનો જેમ જેમ આગળ વધતો જાય છે તેમ તેમ શોધો પણ નવી નવી થતી જાય છે, કાનના ડાકટર આંખના ડાકટર. નાકના ને ગળાના ડાકટર, અને દાંતના પણ ડાકટર તેમ મનના ડાકટરની નવી શોધ થઇને શું ? ડોકટરો વધ્યા તેમ તેની જાત પણ વધી. જમાનો

શું નહિ શીખવે ? ડો. સાંકળચંદભાઈ ! હવે હું તમારી વિરૂદ્ધ એક પણ પગલું ( ચાલવા માંડે છે ) નહિ ભરૂં આજથી વફાદારીના સોગન ખાઉં છું,

સાંકળચંદ: સોગંદ ખાશો તો ઘેર જઇ જમશો શું ? એ વિચાર માંડી વાળો.

નેપાળદાસ: તમને જમાનાની માફક ધંધામાં આગળ વધતા જોઇને મને આગળ વધીને ( એકટીંગ સાથે ) કહેવા દો કે અમારે ખુશી થવું જોઇએ તો એ વિચાર હાલ તુર્ત અમે માંડી ન વાળતાં અત્યારેજ ખુશી થવાની રજા લઇએ છીએ અને તમને અને મીસીસ ડો. સાંકળચંદને અમે માનનું ફોતરૂં અર્પણ કરીએ છીએ.

કાણુલી: અરે ! પાછા ભુલ્યા ? માનનું ફોતરૂં નહિ પણ પાતરૂં,

નેપાળદાસ; અરે ! ભુલ્યો, જન્મ્યો પણ ભુલથી–બધુંયે ભુલમાં જ જાય છે–માનનું ફોતરૂં નહિ પણ પાત્રું

સાંકળી: તમે બન્ને બોલતાં ભુલ્યાં. માનપત્ર.

કાણુલી: [ નેપાળદાસને ] કહોને કે પત્ર એટલે પાંદડું.

સાંકળચંદ: તમે લોકો માનપત્રનો અર્થ સમજતાં નથી. પત્ર એટલે કાગળ.

નેપાળદાસ }
કાણુલી } એમ ? હવે અમે સમજ્યાં,

સાંકળી: હવે અમારૂં ગાડું ચીલે ચડયું. (ખુશી થાય છે)

સાંકળચંદ: " બધુંએ ઠીકઠીક છે ને હવે ના કાંઇ બીક છે "

( સર્વ જાય છે ).

પડદો પડે છે

---

# અંક ત્રીજો

## પ્ર. ત્રીજો.

સ્થળ:—ગંગાદાસનું ઘર

બાબુ : બા ! મારા બાપુજી ક્યાં ગયા છે ?

કમલીની : તારા ઇશ્વરલાલ કાકા સાથે ફરવા ગયા છે.

કાન્તા : શું ઘરમાં નથી ગમતું તે ફરવા ગયા ?

કમલીની : બહારની ખુલ્લી હવાથી મગજને શાંતિ લાગે—આખો દિવસ ઘરની અંદર બેસી રહેવાથી મગજ બહેર મારી જાય, સમજી ?

બાબુ : ત્યારે તો અમે પણ રોજ ફરવા જઇશું, તું પણ અમારી સાથે આવજે ( બન્ને છોકરાં રમવા માંડે છે )

કમલીની : હું તમને રોજે ફરવા તેડી જઇશ—તારા બાપા પણ આપણી જોડે આવશે ( સ્વગત ) બીચારા ઇશ્વરલાલભાઇ કેવા દુ:ખી છે ? કહેવત છે કે જેની સ્ત્રી બગડી એની જીંદગી બગડી—એ હોળીને લીધે બીચારા ઘેર પણ જઇ શકતા નથી, રાત્રી દિવસ ચિંતાથી તનની તથા મનની

તંદુરસ્તી ખોઇ બેઠા છે—શું નિર્દોષ આનંદ એના ન-
શીબમાં નહિ હોય ? ( નીસાસો નાખે છે )
(ગંગાદાસ, તથા ઇશ્વરલાલ પ્રવેશ કરે છે, બાળકો એકદમ
રમત છોડી સામે દોડી ભેટે છે—શાંતિ )

ગંગાદાસ : ઇશ્વરલાલ ! આ ઘરમાં હું સ્વર્ગથી પણ અધિક સુખી
છું. જા ! આ મારાં દેવદુર્લભ બાલકો કેવાં નિર્દોષ છે ?
અને આ મારાં ગૃહલક્ષ્મી સાક્ષાત્ લક્ષ્મીનોજ અવતાર—
હું કેવો ભાગ્યશાળી છું ? [ ખુશી થાય છે ]

કમલીની : સંસારનાં આવરણો દુર કરી, સુખનો સરલ માર્ગ શોધી
તેને સુખરૂપ કરવો એ પતિ પત્ની બંન્નેના આધાર ઉપર
છે. તમે ફરીને આવ્યા તેથી જરા થાકી ગયા હશો
જરા આરામ લ્યો—હું ભોજન સામગ્રી તૈયાર કરૂં.
[ જાય છે ]

ઇશ્વરલાલ : આવો વૈભવ મારા નશીબમાં નહિ હોય ? સ્ત્રી છે, છોકરો
છે, પૈસે ટકે સુખી છું, અંતરવ્યથા કાં ભોગવી રહયો છું?
( વિચાર કરે છે—સ્વગત્ ) હું સમજ્યો. જે નીતિભ્રષ્ટ તે
જીંદગી હાર્યો સમજવો. કયાંથી સુખી હોય જેણે અનિતિ
કરી ! ઓ ગંગાદાસ તારા પગ ધોઇને પીવા જોઇએ—
જે નિર્દોષ રહી શકે છે તેજ નિર્દોષ આનંદ ભોગવી શકે છે
એમાં નવાઇ નથી.(દુ:ખી થાય છે )

ગંગાદાસ : ભાઇ, શું ચિતામાં પડયો છે ? આખો દિવસ ચિંતા કરીશ
તો તંદુરસ્તી ખોઈ બેસીશ. આપણો ઘર સંસાર સુ-
ધારવો તે આપણાજ હાથમાં છે—એમાં બીજાની મદદ
કામ આવતી નથી—જેવા આપણે રહીએ તેવા બીજાને
કરી શકીએ—વળી સ્ત્રીના કુમળાં મન ઉપર ગમે તે
જાતની અસર એકદમ થઇ જાય છે; માટે આપણું વર્તન

એવું ન હોવું જોઇએ કે તેને ખરાબ અસર કરી જાય, ઝીણા ઝીણી બાબતથી માંડી દરેક દરેક બાબતમાં ઘણીજ સાવચેતી રાખવી જોઇએ.

ઇશ્વરલાલ : ખરૂં છે પણ એ તક ગઇ–ઘણુંજ મોડું થયું છે, મુળથી બગડયું હવે ડાંખળે કયાંથી સુધરે?

ગંગાદાસ : હજુ બગડેલી બાજી સુધારવાની તક છે; પણ આવી રીતે નહિ તારે એનો ત્યાગ ન્હોતો કરવો–હજુ તને વિનવી વિનવીને કહું છું કે પાછો તારે ઘેર ચાલ, હું સાથે આવીશ–મારાં ભાભીને સમજાવીશ અને પાછો તારો સંસાર જેવો હતો તેવો સુખી કરી આપીશ મારૂં કહેવું એકજ વખત માન.

ઇશ્વરલાલ : શું હું પાછો ઘેર જાઉં? એ હવે આ જીંદગીમાં કદી પણ બનશે નહિ, રખડી રઝળીને પેટ ભરીશ પણ એ ચંડાળણીને મારૂં મોં નહિંજ બતાવું.

ગંગાદાસ : [ સ્વગત ] ઓ પરમાત્મન્! મને મારા મિત્રનો સંસાર સુધારવાની તક આપ–એનું દુઃખ મારાથી સહેવાતું નથી ખાવું પીવું ઉંઘ અને આરામ બધુંયે નિરસ લાગે છે. જ્યાં સુધી એને સુખી નહિ જોઉં ત્યાંસુધી મને ચેન નહિ પડે [ દુઃખી થાય છે પ્રગટ ] ભાઇ! જેવી તારી ઇચ્છા; સુખેથી મારે ત્યાં રહે પણ મિત્ર તરીકે મારી ફરજ છે કે તને રસ્તો બતાવવો જેથી મારે કહેવું પડયું–ખોટું ન લગાડતો, અહીં તને કોઇપણ જાતની અડચણ નહિ આવે.

બાળુ : [ દોડતો ગંગાદાસ પાસે આવી ભેટી ) બાપુજી! તમે મને તમારાથી રીસાવાની રજા આપશો?

ગંગાદાસ : કેમ?

બાબુ : મને, કાન્તા બેનને, અને મારી બાને મુકીને તમે એકલા ફરવા ગયા હતા એમ !

ગંગાદાસ : કાલથી તમને બધાંને તેડીને ફરવા જઇશ, હવે રીસાવાની રજા ન માંગતો [ખુશી થતો–સ્વગત] કેવો નિર્દોષ છોકરો રીસાવાની તે વળી રજા મગાતી હશે ?

ઇશ્વરલાલ : બધુંએ શુન્યવત્ લાગે છે; આ બાલકોના નિર્દોષ આનંદમાં પણ ભાગ લઇ શકાતો નથી. કેવો નિર્ભાગી ?(દુ:ખી થાયછે)

ગંગાદાસ : દુ:ખી શા માટે થાય છે ભાઇ ! તને આનંદ પમાડવાને કહે તો મારા પ્રાણ પાથરૂં–તારૂં દુ:ખ મારાથી જોવાતું નથી–ભાઇ કહે, કહે તને શેની જરૂર છે ?

ઇશ્વરલાલ : આ અભાગીયાના નશીબમાં કયાંક પણ ખુણે ખાંચરે સુખ ભરાઇ રહ્યું હશે તે તારા જેવો મિત્ર મળ્યો; મારે દુ:ખે દુ:ખી અને મારે સુખે સુખી; ડુબતા જીવનું આ એક તરણું–ભાઇ ! મારૂં લાગ્યું હુ ભોગવું; તું શા માટે અકળાય છે ?

ગંગાદાસ : ખાવા પીવા અને મિત્રને પૈસે મોજ ઉડાવવા ઘણાયે ભેગા થશે પણ ભીડ વખતે હામ બીડીને મદદ કરવા થોડાજ ઉભા રહેશે. તને આ વખતે હું કામ નહિ આવું તો કૃતઘ્ની ઠરીશ દુન્નિયા મારા ઉપર ફીટકારનો વરસાદ વરસાવશે ને મને ઠોકરો મારશે–મારી ફરજથી હું કાંઇ વધારે કરતો નથી.

કમલીની : [પ્રવેશે છે સ્વગત] ભોજન સામગ્રી તૈયાર છે પણ કઇ જીભે કહું કે ચાલો, ઇશ્વરલાલ ભાઇનો નોકર ગભરાતો આવ્યો છે માટે જરૂર કાંઇ માઠા સમાચાર હોવા જોઇએ; શું કરૂં ? એમને ખબર આપું ? (પ્ર.) પ્રાણેશ ! ઇશ્વરલાલ

ભાઇને ત્યાંથી એક માણુસ દોડતો આવ્યો છે અને કહે-
છે કે ઘણુંજ તાકીદનું કામ છે—બોલાવું ?

ઇશ્વરલાલ : તાકીદનું કામ છે ? શું હશે ?

ગંગાદાસ : જલ્દી બોલાવ-કાંઇ માઠા સમાચાર હશે ?
[કામલીની જાય છે, માણસને લાવે છે]

પટેલ : [ગભરાતો] મોટા ભાઇ, મોટા ભાઇ, ગજબ થયો (હાંફે છે)

ઇશ્વરલાલ : બોલ જલદી શું છે? [ગભરાતો]

પટેલ : મારાં બાની તબીયત એકદમ બગડી છે; અને કહે છે
કે આખરની મુલાકાત લેવી હોય તો ચાલો.

ઇશ્વરલાલ : હવે સુખનો સુર્ય આથમ્યો—ભાઇ હું જાઉં છું (-હાસવા માંડે છે)

ગંગાદાસ : ઉભો રહે: હું તારી સાથેજ આવું છું.

કમલીની : વ્હાલા ! તમે પહોંચશો ત્યાં હું પણ આવીશ.

(ઇશ્વરલાલ, ગંગાદાસ, પટેલ જાય છે)

પડદો પડે છે.

---

# અંક ત્રીજો.

## પ્રવેશ ચોથો.

સ્થળ—સાંકળચંદનું ઘર.

સાંકળી : લોકો "પ્રમદા બુદ્ધિ પાનીએ" કહી સ્ત્રીઓને ધીક્કારી કાઢે છે, એ કદર બાયલાઓ ભલે તેમ કહે પણ મને આગળ વધીને કહેવાદ્યો કે જ્યારે સમાજ સ્ત્રીઓની કીંમત પુરેપુરી રીતે સમજશે ત્યારેજ આ ગરીબ ગણાતું હિંદુસ્તાન પરદેશીઓની ઠોકરો ખાતું અટકશે. હું ન હોત અને મારા બુદ્ધિના બોકડા અને આંખરૂના સોલ એજન્ટ પતિને ધંધામાં કેમ આગળ વધવું એ શીખવ્યું ન હોત તો એનું શું થાત એ કહી શકાય તેમ નહોતું.

સાંકળચંદ : (પ્રવેશ કરતો) ફાવ્યો, ફાવ્યો સાંકળચંદ ફાવ્યો. કંપાઉન્ડર ફાટીને ડોકટર થઇ ધંધામાં ફાવ્યો—તો આ ફક્ત બૈરીની બુદ્ધિ થોડીક ઉછીની લઇને ફાવ્યો કહો મને ઘાયલ કરનારાં ઘરવાળાં, તમે તો ઘાયલ થયાં નથીને ? જો એમ હોય તો કહો એટલે મલમ પટ્ટાથી તમારો ઘા રૂઝાવું. (અથડાય છે)

સાંકળી : સભ્યતા રાખો—આ બધાના દેખતાં શરમાતાય નથી ? એમને એમ વગર પરવાગીએ અથડાઇ પડો છો ! બે આબરૂ થશો—ક્યાં ઘાયલ થયા છો ? (જુએ છે) ઘાતો ક્યાંએ દેખાતો નથી ! કેટલાકને ઘાયલપણાનો ભ્રમ થાય છે એવું તો નથી થયુંને ?

સાંકળચંદ : શું હું બે આબરૂ થઇશ ? ત્યારે તો ફાવ્યો—હું જરૂર ફાવ્યો—મારી એક આબરૂ હતી તેની બે થઇ. એટલે એક વધી—એવી રીતે બે શરમ; બે અકકલ, બેઇમાન, વગેરે વગેરે બધુંએ બબ્બે હોય તો ઘણુંજ સારૂં ફાવ્યો, ફાવ્યો—આ ગરીબ ગાય જેવો ગણાતો સાંકળચંદ પૈસાદાર વાઘ જેવો થયો—ફાવ્યો; હવે તો પુરેપુરો ફાવ્યો.

નેપાળદાસ : (કાબુલી સાથે પ્રવેશ કરતો ] લાવ્યો, લાવ્યો. તમારો પાડોશી નેપાળદાસ એની કાબુલી સાથે તમારી આબરૂનું વેગન લાવ્યો, કહો ગુડઝ ક્યાં ઉતારશો ?

કાબુલી: સાંકળી બ્હેન ! આ લોકોનું મગજ ખસી ગયું છે માટે એ બન્નેને ગાંડાની ઇસ્પિતાલમાં ચાલો આપણે મુકી આવીએ.

સાંકળચંદ }<br>નેપાળદાસ } હેં ! ......... ( બેસી જાય છે )

નેપાળદાસ : તું શું કેછ ? મારી કાબુલી તું શું કેછ ? (ઉભોથાય છે)

કાબુલી : તમે શું સાંભળો છો ?

નેપાળદાસ : સાંકળચંદભાઇ ! આપણાં આ જીવતાં પાર્સલો કદાચ આપણને ઇસ્પિતાલને બદલે શુક્રવારીમાં લઇ જઇ આપણને વેચીને ક્યાંક ચણા ન ખાઇ જાય એ જરા સંભાળજો.

સાંકળચંદ : હેં ? .........તમે શું કહો છો ? આપણને વેચીને ચણા ખાઇ જશે ? તો તો મારી માનીતી આબરૂ પણ સાથે

વેચાઇ જશે. ઓ મારી આબરૂનાં થરમોમીટરની શીશીના પારા! જરા નીચે બેસી જા, હું બેભાન થઇને પડું છું. ( પડે છે ) મારી આબરૂ પડી ગઇ, "બીજું બધું તો ઠીક છે પણ વેચાવાની બીક છે."

સાંકળી તથા કાણુલી : ( હસે છે ) જોયું ?

સાંકળી : ગભરાઓ નહિ. ઓ પાર્સલો સાચવનારા મજુરો! ગભરાઓ નહિ. અમો તમોને નાખુશીના સાગરમાં ડુબાવવા એક પણ પગલું આગળ ભરીશું નહિ–પણ એક શરતથી

સાંકળચંદ : ( ઉભો થતો ) શી શરતથી ?

સાંકળી : શરત માત્ર એટલીજ.કે તમારે અમોને ગુરૂ તરીકે માન્ય કરવાં.

સાંકળચંદ : નેપાળદાસ! સાંભળ્યું ? આ શરત આપણાથી પળાશે ?

નેપાળદાસ : આ શરત સાંભળીનેજ હું શરમાઇ જાઉં છું. ( નીચું જોઇ રહે છે ) શરમથી મારાથી ઉંચું પણ, જોઇ શકાતું નથી.

કાણુલી : ( ડાઢી પકડી મ્હોં ઉંચું કરતી ) ઓ મારા શરમથી સુકાઇ જતા ભરથાર! શરમના તમારે ગાલે શેરડા પડી ગયા; બોલો શરત કબુલ છે ?

નેપાળદાસ : એવી આકરી શરત કોણ કબુલ કરે ? ઉં—હું.

સાંકળી : ( સાંકળચંદને ) બોલો કબુલ છે ?

સાંકળચંદ : ના કબુલ છે.

સાંકળી : કબુલ નહિ કરો ?

સાંકળચંદ : ના કબુલ કરીશ.

સાંકળી : કબુલ નથી કરતા ?

સાંકળચંદ : નથી કરતા કબુલ.

સાંકળી : એમ ? [ કાણુલાને બાજુપર લઇ જઇ સ્વગત )

આ જમાનો ચમત્કારનો છે માટે જરા આપઘાત કરવાની ધમકી આપશું એટલે બન્ને નરમ માખણ જેવા થઇ જશે. (પ્ર.) બસ હવે આપઘાત કર્યા શિવાય છુટકોજ નથી; ચાલો હું તમારૂં ગળું દબાવીશ; તમે મારૂં ગળું દબાવજો [ બન્ને એકબીજાનાં ગળાં દબાવવા માંડે છે– સાંકળચંદ તથા નેપાળદાસ બંને ગભરાય છે ધ્રુજવા માંડે છે ]

સાંકળચંદ : ચેતો નેપાળદાસ ચેતો. આ બન્નેને મરતાં અટકાવો–જલ્દી કરો–મારાં કપાળ ઉપર કાળી ટીલી લાગશે અને આબરૂ ઉપર ખીલી સજ્જડ વાગી જશે—શું કરૂં ? ( ઓડીયન્સને ) અરે આમાંથી કોઇ રસ્તો મને બતાવશે ? હું બહુ ગભરાયો છું મુંઝાયો છું; રીબાયો છું ને મારી આમ બાબત છે.

નેપાળદાસ : [ ગભરાઇને આમતેમ દોડે છે ]
" મને સ્હાય કરજો મુરારીરે
વ્હારે ચડજો ગોવર્ધન ધારીરે. મને–વગેરે
[ કાંઇયાદ આવ્યું હોય તેમ ] સુઝયો ( કુદે છે )
રસ્તો સુઝયો, દુરબીન લગાડીને જોતાં રસ્તો સુઝયો.

સાંકળચંદ : બોલો જલદી બોલો—શો રસ્તો સુઝયો ?

નેપાળદાસ : અરે બંધુ ! તને તે શેનાથી બાંધું ? હજુએ ન સમજયો ? જો આપણે એ ધાધરા પલટણની શરત કબુલ કરીએ તો બધોએ વાંધો પતી જાય.

સાંકળચંદ : ઓ હો હો હો--બસ એટલોજ વાંધો હતો. ? ( પોતાના બન્ને કાન પકડી ) અરે ઓ મારાં અત્તરની બાટલી ! ( મોં આડો હાથ લગાવતો ) અરે ભુલ્યો ઓ મારાં અંતરની અધિષ્ઠાત્રિ ! મારી આરાધ્યદેવી ! તારી શરત

મારે કબુલ છે, મહેરબાની કરી એવું ઉતાવળું [ ચાલવા માંડે છે ] પગલું ના ભર; હવે મનાઇ જા.

નેપાળદાસ : ઓ મારી કાબુલની રહેનારી ! મારાથી વીખુટી ના પડ— તને સ્વર્ગમાં મારા વિના ગમશે નહિ માટે રીસ છોડી દે; તારી શરત હું કબુલ રાખું છું

સાંકળી }
કાબુલી } કેવા ઠેકાણે આવ્યા ?

સાંકળી : સત્તા આગળ શાણપણ શા કામનું ?

સાંકળચંદ : મહેરબાની કરી આવી સત્તા બધેય ન વાપરતાં; ક્યાંક આવો અમુલો જીવ ખોઇ બેસશો—એનું ધણી આગળ જોર ચાલે ? બીજે ખત્તા ખાવાનો પ્રસંગ આવે; સમજી ?

સાંકળી : મારાં શુરાતનનો ઉપયોગ તમારા શિવાય બીજે ક્યાં કરૂં ? અંતે તો તમે હાર્યા અને અમે જીત્યાં.

કાબુલી : અમે ન હોઇએ તો તમને કોઇ ઉભા પણ ન રહેવા દે. ભાડાનું મકાન લેવા જશો તો પહેલાંજ પૂછશે કે " બૈરાં છોકરાં છે ?" અમે હઇશું તોજ આ જગતના વ્યવહારમાં તમે જ્યાં જશો ત્યાં ફાવશો; નહિ તો ઠોકરેજ ખાશો.

નેપાળદાસ : ખરૂં છે પણ તમનેય અમારા વિના નહિ ચાલવાનું—એક બીજાને એક બીજાની જરૂર પડેજ—સ્ત્રીને પુરૂષ વિના ન ચાલે અને પુરૂષને સ્ત્રી વિના ન ચાલે—માટે બધું મનમાંજ સમજી જા અને ચુપ થઇને બેસી જા.

( ગાયન ગાતાં સર્વે જાય છે )

પડદો પડે છે.



# અંક ત્રીજો.

## પ્ર. પાંચમો.

સ્થળ:--સેન્ડહર્સ્ટ રોડ પાસેનો એક રાજમાર્ગ.

[ માણુસોની આવજા થાય છે, ઘોડાના ડાબલા, મોટરનાં, ભુંગળાં, ટ્રામની ટકોરીના વગેરે અવાજો સંભળાય છે ]

રજનીનાથ: (પ્રવેશ કરે છે)

રજનીનાથ! આ જીવન સંગ્રામમાં તનતોડ મહેનત કરી ચુકયો કોને માટે? રજનીને સુખી કરવા; એ સુખી થઇ? ના ત્યારે શા માટે? સ્વાર્થ સાધી મારૂં પોતાનુંજ ભલું કરવા માતા પિતાને આઘાતથી માર્યાં.–ભાઇ ભાભીને લડાવી માર્યાં; મિત્ર છોડયો–પત્નિનો તિરસ્કાર કર્યો.– કરસનદાસ શેઠનું ખુન કર્યું–વગેરે અનેક પ્રપંચો કર્યા– તે ફક્ત મારા તુચ્છ સ્વાર્થ માટે–એ બધાનાં સુખનું બલિદાન આપી હું એકલો રજની સાથે સુખી થવા ઇચ્છતો હતો. જેને માટે આટલું આટલું જોખમ ખેડયું તે કયાં છે? (ખીસાંમાંથી કાર્ડ કાઢતો) એ તો બીચારી સુવાવડમાં મારે પાપે ઝુરી ઝુરીને મને એકલો ગોથાં

ખાતો મુકીને ગઈ. (ધ્રુસ્કાં મુકીને રડે છે) સુખનાં સ્વપ્નાં ઉડી ગયાં-ગયું મારૂં સર્વસ્વ ગયું-રહ્યો હું એકલો-બીજાંના જીવન ઝેર કરી પોતે સુખની આશા રાખવી એ મૃગજળની તૃષ્ણા જેવું છે-પહેલાં સમય એનો હતો-હવે તારો પાપનો ઘડો ભરાઇ ચુકયો છે-કુદરત કોઇને છોડતી નથી-એ જે સજા ફરમાવે તે ભોગવી લે-તારો હિસાબ ચુકતે કર-ઓ અભાગી! તારૂં શું થશે! ઓ ક્રૂર સ્વાર્થ! તેં કોનું ભલું કર્યું? [પડદામાં સ્વાર્થ તિરસ્કારથી હસે છે]

રસ્તેજનાર: એ ભાઇ, જરા ફુટપાથ ઉપર ચાલો; કયાંક ગાડી ઘોડાથી ઇજા થશે.

રજનીનાથ: (અર્ધા ગાંડાજેમ ગમે તેવી રીતે ચાલે છે, સાંભળતો નથી; જડવત્ ઉભો છે)

પોલીસ: ફુટપાથાવર ચલા; આઇકતે નાહિ કા?

રજનીનાથ: પશ્ચાતાપ એ એક જાતનું પ્રાયશ્ચિત છે પણ તે મારા જેવા હૃદય શુન્ય માટે તો નહિજ. ઓ દયાળુ માતા પિતા! ઓ પરોપકારી કરસનદાસ શેઠ! મને માફી આપશો? મારી પ્રાર્થના સ્વીકારશો! ઓ વ્હાલી રજની! મેં તારા પ્રેમનો બદલો તિરસ્કારથી વાળ્યો કેવો કૃતઘ્ની? (રડે છે)

પારસી: (સ્વગત) આયે બીચારો દુખી જનાયેછ-ચાલ જરા બાજુ પર કરૂં. (પ્ર.) અરે એય! ભલા આડમી, રસ્તા વચ્ચે શાનો ચાલી મરે છે? કાંઇ એકસીડંટ કરી મુકસે; ચાલ જરા બાજુ પર ચાલ-ખોદાય તારૂં ભલું કરસે. (હાથ ઝાલી ફુટપાથ પર લઇ જાય છે)

રજનીનાથ : ( પાછો રસ્તા વચ્ચે આવી ઉભો રહે છે )

" જીવનમાંથી રસ ગયો તો જીવવું શા કામનું ?
જીવ્યું ન જીવ્યું થાય ત્યારે જીવવું નાકામનું. "

(સામેથી મોટર ટ્રક આવે છે-હોર્ન વાગે છે; સાંભળતો નથી, પાછળથી ટ્રામ આવે છે, ટકોરા સાંભળતો નથી-પુતળાંની પેઠે જડવત્ ઉભો રહ્યો છે. લોકો ખસેડવા પ્રયત્ન કરવા જાય છે પણ વ્યર્થ-બન્ને વચ્ચે આવી જાય છે-ભયંકર અકસ્માત!!! મરણ તોલ સ્થિતિમાં ઘાયલ થાય છે-કોન્સ્ટેબલ વગેરે આવી પહોંચે છે, તપાસ થાય છે; કોન્સ્ટેબલ ખીસાં તપાસે છે-કાર્ડ નીકળે છે.)

કોન્સ્ટેબલ : (સીપાઈને) યે આદમીકા એડ્રેસ મીલાહૈ; ઈસકો જલ્દી ઘર ભેજના ચાહીએ. જાઓ, જલ્દી ગારી લાઓ (સીપાઈ જાય છે)

(ઇશ્વરલાલ તથા ગંગાદાસ એ રસ્તેથી પસાર થતાં ઇશ્વરલાલની નજર ત્યાં પડતાં બન્ને તે તરફ જાય છે; ઓળખે છે-આઘાત થાય છે)

ઇશ્વરલાલ : આ દૃષ્ય છે કે સ્વપ્ન ? ઓ ક્રૂર વિધિ ! તેં કેવું વેર વાળ્યું ? (કપાળ કુટે છે) મારો ભાઈ રજનીનાથ આ હાલતમાં ?

ગંગાદાસ : (શાંત પાડતો) દુઃખ આવે છે ત્યારે પરિવારને લઇનેજ આવે છે-એકલું કદી પણ આવતું નથી. ભાઇ ધીરજ રાખી જલ્દી આને લઇને ઘેર જઇ સારવાર કર-એને ઘણુંજ સખત વાગ્યું છે ઉતાવળ કર (કોન્સ્ટેબલને) યે ઇસકા ભાઇ હય ઇસકુ સોંપ દીજીયે.

કોન્સ્ટેબલ : વેલ, આઈ ટ્રસ્ટ યુ. (ઇશ્વરલાલને) ઇનકો લે જાઇએ. (શેકહેન્ડ કરે છે) ઇસકી જેબમેંસે યે કાર્ડ નીકલા હૈ. લીજીએ (કાર્ડ આપે છે)

ગંગાદાસ : થેન્ક યુ. (કાર્ડ ઇશ્વરલાલને આપે છે )

(સિપાઇ એમ્બ્યુલન્સની ગાડી લઇને આવે છે ઇશ્વરલાલ વગેરે રજનીનાથને ગાડીમાં સુવડાવે છે. સર્વે જાય છે)

પડદો પડે છે.



## અંક ત્રીજો.

### પ્રવેશ છઠ્ઠો.

સ્થળ—સાંકળચંદનું ઘર.

[સાંકળચંદ તથા નેપાળદાસ પ્રવેશ કરે છે]

સાંકળચંદ: આપણાં માનવંતાં ઘરવાળાં આપણાં ઘરાર ગુરૂ થઇને અભિમાનના શિખર ઉપર ચડી બેઠાં છે "બીજું બધું તો ઠીક છે પણ મીસીસ સાંકળચંદ માથે ચડી જવાની બીક છે" માટે જરા એનું પાણી ઉતારવા થોડી યુક્ત કરવી જોઇએ. નબળો સબળો ગમે તેવો તોયે ધણી—એના વિના એને ચાલે નહિ એવી ખાત્રી કરાવ્યા શિવાય એનું અભિમાન ઉતરશે નહિ.

નેપાળદાસ: જે અભિમાનમાં બહુ ઉંચે ચડે છે તેને કુદરત એવી સખત રીતે પાડે છે કે જીંદગીની ખો ભુલી જાય છે માટે જરા શીખામણ આપવાની આપણી ફરજ છે. શું યુક્તિ કરીશું?

સાંકળચંદ : (વિચાર કરતો હોય તેમ) સુઝી યુક્તિ (કુદે છે) એકદમ મારાં મગજમાં યુક્તિ સુઝી આવી (બતાવતો) જુઓ નેપાળદાસ ! મારા મગજમાં યુક્તિનો સોજો ચઢી આવ્યો.

નેપાળદાસ : બોલો, જલદી બોલો, મગજનો સોજો જલદી ઉતારો.

સાંકળચંદ : જુઓ સામેથી મારી પોતાની માલીકીનાં મીસીસની પધરામણી આ બાજુ થતી હોય તેમ દેખાય છે. માટે હું જરા છુપાઇ જાઉં અને તમે જરા એકાંતનો લાભ લેતા હો તેમ સ્હેજ સાજ દીલ્લગીની રમત રમો એટલે એને મારી હાજરીની જરૂર જણાતાં બાકીનું હું સંભાળી લઇશ.

નેપાળદાસ : સરસ ઘણી સરસ (કુદે છે) તમારી યુક્તિ ઘણીજ સરસ છે–આ તોફાનનો અવાજ સાંભળી મારાં પનોતાં ઘરવાળાં પણ દોડી આવશે અને દેખાવ જોઇ નરમ પડશે.

સાંકળચંદ : ચાલો હોંશીયાર. (છુપાઇ જાય છે)

નેપાળદાસ : સાવધાન (ટટ્ટાર થાય છે)

સાંકળી : (પ્રવેશ કરતી) બસ એ હવે હું પીવરાવીશ તેટલુંજ પાણી પીવાના અને હું કહીશ તેટલુંજ કરવાના–એના શા ભાર છે કે મને પુછ્યા શિવાય એક ડગલું પણ ભરે ? હું કોણ ? એની ગુરૂ.

સાંકળચંદ : [સ્વગત નેપથ્ય] હ્યો; અમારા ગુરૂદેવ પધાર્યા–જો, જો. બહુ ઉંચે ચડયા છો તે ક્યાંક પડતાં વાગે નહિ–મને પરાધીન કરતાં તમે ફસાઇ ન પડો; ચેતજો.

નેપાળદાસ : જરા ચ્હેરો હસ્તો રાખો–બાકીનું મારા ઉપર છોડી દો. (હસ્તો હસ્તો પાસે જવા જાય છે)

સાંકળી : [સ્વગત] આ નેપાળદાસ અચાનક કેમ આવી ચડયો હશે ? કોઇ દિવસ નહિને આજે શું ભુત ભરાયું હશે ?

(પ્ર.) હું એકલી છું તે જાણતા નથી? નેપાળદાસ ભાઈ! અહીં કેમ આવ્યા? ચાલ્યા જાઓ.

નેપાળદાસ : વ્હાલાં સાંકળાં! (મ્હોં ઉપર હાથ મુકતો) અરે ભુલ્યો. અહીં આવ્યો છું તે કાંઈ બદલો લીધા વિના પાછો જવાનો નથી–તમારી સાથે પ્યાર કરવા મારૂં દીલ તલપાપડ થાય છે માટે (ભેટવા જાય છે)

સાંકળી : (ધક્કો મારતી) છાનો મર, ઓ બેશરમ! પાડોશીનું ઘર મારવા જઈશ તો તારા ઘરપર કોઈ બીજો છાપો મારશે માટે બેઈજ્જતીની બીક રાખી આવું અઘટિત પગલું ન ભર.

નેપાળદાસ : પ્યાર માટે પ્રાણ આપ્યાના દાખલા હજારો છે; તો ઈજ્જતની શી વિસાત? નાકકટ્ટા મગર ઘી ચટ્ટા–માટે પ્યારી! વધારે વિલંબ ન કર મને ભેટ અને આ ધડકતું હૃદય શાંત કર (ભેટવા જાય છે)

સાંકળી—એક અબળા એકાન્તમાં છે તેની નબળાઈનો ગેરલાભ લેવા આવ્યો છે? (ધક્કો મારે છે)

નેપાળદાસ—તું અબળા ક્યાં છો? પ્રબળા છો. પુરૂષ કરતાં બળવાન છો.

સાંકળી—જો એ અહીં હાજર હોયતો મારી આ સ્થિતિ ન હોય ગમે તેમ પણ ધણી–મુશીબતમાં એજ બચાવે. (દુઃખી થાયછે.)

સાંકળચંદ—(સ્વગત) ઉતર્યું–અભિમાન ઉતર્યું.

નેપાળદાસ—હવે ચાળા છોડી દે. અહીં તારૂં કોઈ નથી, માટે માની જા. [ભેટવા દોડે છે]

સાંકળી—(આઘી ખસતી) અરે કોઈ બચાવો, બચાવો! આ મારો પીટયો મારી પાછળ પડયો છે.

સાંકળચંદ—(પ્રવેશ કરતો) આવ્યો, તમે બચાવવા આવ્યો! એરોપ્લેનમાં બેસીને તાકીદે દોડતો આવ્યો; મારી ગુરૂઆણીને મારીજ મદદની જરૂર પડી? ગભરાઈ કેમ ગઈ?

કાનુલી—[ પ્રવેશ કરતી ] શું છે ? શું છે ? કોણ તમારી પાછળ પડયો છે ?

સાંકળી—આ તમારા માનીતા અને જાણીતા ભરથાર, પારકું એઠું ખાવા દોડી આવ્યા હતા; જરા સમજાવો એ ડોબાલાલને. (સાંકળચંદને) વ્હાલા ! તમે અમારા સુકાની-તમારા વિના અમારૂં નાવડું ગોથાં ખાય-મારૂં અભિમાન આજે બરફની પેઠે ઓગળી ગયું-સ્ત્રીને માથે ધણી ન હોય તો એનો અવતાર નકામો-અમે તેવો હોય ધણી. (ભેટે છે)

કાનુલી—તમારા અનુભવે મારૂં અભિમાન પણ ઉતાર્યું (નેપાળદાસને) જરા શરમ રાખો-આંધળા ન થાઓ. પારકી સ્ત્રીનો પ્યાર ઝાકળના બિન્દુવત્ છે-દુઃખી થશો.

સાંકળચંદ—કાનુલી બ્હેન ! એ ફરીથી એવી ભૂલ નહિ કરે (નેપાળદાસને ઇશારો કરી હસતો) જો, જો. નેપાળદાસ ! ફરીથી આવું કર્યું છે તો ટાલકી તોડી નાખીશ.

નેપાળદાસ—તમારી શીખામણથી આજથી હું સુધરી જવા બંધાઉં છું. (સાંકળચંદને ઇશારો કરી હસે છે)

સાંકળચંદ—સાંકળી ! રજનીનાથભાઈને સખત વાગ્યું છે માટે ચાલો આપણે એમને જોવા જઇએ. મારા જુના શેઠ છે.

સાંકળી—મેં સાંભળ્યું છે કે એ કુટુંબ ઉપર મોટી આફત પડી છે-ચાલો જલદી જઇએ.

[ સર્વે જાય છે ]
પડદો પડે છે.

# અંક ત્રીજો.

## પ્રવેશ-સાતમો.

સ્થળઃ—ઇશ્વરલાલનો ખાનગી રૂમ—

શ્રીદેવી—(પથારી વશ-પલંગમાં સૂતેલી) બધાંએ ચાલ્યાં ગયાં. માત્ર હું એકલી, મારાં આ જન્મે કરેલાં પાપનું ફળ ભોગવતી રહી. સાંભળવા મુજબ રજનીને સુવાવડમાં વિરહ સન્નિપાત થયો છે, બચવી મુશ્કેલ છે. હજુ સુધી કાંઇ સમાચાર આવ્યા નથી. કાંઈ વિપરીત પરિણામ આવ્યું હશે? (નિસાસો નાંખે છે)

પ્રભુરાય—(તરલા સાથે પ્રવેશ કરે છે) માતા, માતા! તારી આ સ્થિતિ? કેમ કોઇ દેખાતું નથી? મારા કાકા ક્યાં છે? મારા પિતાજી ક્યાં ગયા? [ચારે બાજુ જુએ છે]

શ્રીદેવી—(સ્વગત્) એને ખરી બીના જાહેર કરીશ તો દુઃખી થશે—આ પાપીણી એનું લાગ્યું ભોગવે, એનો બીચારાનો શો વાંક? આ વ્યભિચારીણીના નશીબમાં આવું રત્ન હોય? કેવો સુશીલ અને શાન્ત? (પ્ર.) એ દુકાનેથી આવતાજ

હશે; તારા કાકા હમણાંજ બ્હાર ગયા. થોડી વારમાં પાછા આવશે. આ કોણ છે ?

પ્રભુરાય—મારી સહાધ્યાયીની તરલા. સુન્દરનાથ સોલીસીટરનાં પુત્રી. એ-( શરમાતો ) મને ચાહે છે.

તરલા—માજી ! ( શરમાતી ) હું એમને મનથી વરી ચૂકી છું.

શ્રીદેવી—થોડું સુખ ખુણે ખાંચરે ભરાઇ રહ્યું હશે તે અત્યારે ચમક્યું; પરમાત્મા તમોને દીર્ઘાયુષી રાખે; હું આ વાત સાંભળી ઘણીજ ખુશી થાઉં છું. સ્નેહલગ્ન સફળ નીવડે છે ( સ્મિત પ્રગટે છે) બેટા ! તારાં માતા પિતાની આજ્ઞા શિવાય આ સાહસ કર્યું ?

તરલા—ના, જી, મારા માતા પિતા સમ્મત છે. છાનું રાખવામાં પાપ છે એ હું સારી પેઠે સમજું છું.

શ્રીદેવી—મારાં પ્યારાં બાળકો ! હું ઘડી બે ઘડી પછી હતી ન હતી થઇ જઇશ-પણ મરતાં પહેલાં તમારો સુખી સંસાર જોઇ આનંદથી મરીશ.

પ્રભુરાય—મા, મા ! આ શું બોલે છે ? હમણાં આરામ થઇ જશે ( દુ:ખી થાય છે )

શ્રીદેવી—બેટા હવે કાંઇ પણ બાકી રહ્યું નથી-બધુંય ભોગવી ચૂકી-મરણથી મુક્તિજ બાકી છે.

ઇશ્વરલાલ—( ઘાયલ થયેલ રજનીનાથને લઇને ગંગાદાસ તથા પટેલ સાથે પ્રવેશ કરે છે ) રજની સુવાવડમાં ગઇ, રજનીનાથ સખત ઘાયલ થયો, હવે શું બાકી રહ્યું ?

શ્રીદેવી—મારૂં મૃત્યુ ! રજની ગઇ ? રજનીનાથ ઘાયલ થયો ? આ બધું જોવા માટેજ હું જીવતી રહી ? (માથું કુટી રડે છે)

ઇશ્વરલાલ—વ્હાલી ! આ શું કરે છે ? તબીયત બગડશે-જરા આરામ લે-સહુ સારાં વાનાં થશે. ( સ્વગત ) મારે આ

વખતે મુંગા રહેવાની જરૂર હતી. ભૂલ્યો,, બાજી બગડી (શ્રીદેવીને માથે હાથ ફેરવે છે)

શ્રીદેવી—હા...શ વ્હાલા! છેલ્લી ઘડીએ મીઠી જીભે બોલાવી મને કૃતાર્થ કરી.

(કમલીની, સાંકળચંદ, સાંકળી વગેરે પ્રવેશ કરે છે. કમલીની તથા સાંકળી શ્રીદેવી પાસે ઉભાં રહી સારવારમાં રોકાય છે; ગંગાદાસ તથા સાંકળચંદ રજનીનાથની સારવારમાં રોકાય છે)

કમલીની—[સ્વગત] આને દીલાસો આપવા માટે મને શબ્દો જડતા નથી. શું કહું ? બીચારાં ઉપર દુઃખનો વર્ષાદ વર્ષ્યો છે (દીલગીર થાય છે પ્રકટ) બ્હેન! કલ્પાંતથી દુઃખ ઓછું થતું નથી; ધીરજ રાખો.

શ્રીદેવી—ધીરજ કયાં સુધી રાખું ? દુઃખનો દાવાનળ સળગી રહ્યો હોય ત્યાં કલ્પાંત નહિ તો શું હોય ? (રડે છે) ઓ પરમપૂજ્ય સાસુ સસરા! તમો સ્વર્ગમાં મારી રાહ જોઇ રહ્યાં છો ખરું ? ત્યાં મને કોણ સંઘરશે ? મારે માટે રૌરવ નર્ક છે. ઓ પાપીણી! [માથું કુટે છે] તેં પાપ કરતાં પાછું જોયુંજ નહિ, હવે નર્ક વસમું લાગે છે કેમ ? વ્હાલા! મરતાં પહેલાં એક ભીક્ષા આપશો ?

ઇશ્વરલાલ—કહે વ્હાલી જલદી કહે-તારી શી ઇચ્છા છે? તું માગે તે આપવા તૈયાર છું. [રડે છે].

શ્રીદેવી—(સ્વગત) કેવું પોચું હૃદય છે ? આને મેં છેતર્યા ? ઓ અભાગણી! તારૂં શું થશે ? [દુઃખી થાય છે] (પ્રકટ મારા થયેલા અપરાધની માફીની યાચના અને બીજું એક આપણો પ્રભુરાય આ સુન્દરનાથ સોલીસીટરની પુત્રી

તરલાને ચાહે છે–તરલા પણ એનેજ ચાહે છે–એનાં માતાપિતા સમ્મત છે–એને લગ્નગ્રંથીથી બાંધી સુખી કરજે એટલે મારા આત્માને એટલી શાંતિ. હાય......હું મરૂં છું. [ તરફડીયાં મારે છે. ઇશ્વરલાલ એનું માથું ખોળામાં લે છે વ્હાલા! મારી...છેલ્લી ઘડી સુધરી–માફ કરજે.

( મરે છે )

રજનીનાથ—રજની ગઇ, ભાભી ગયાં! ઓ નીચ સ્વાર્થ તેં મને આંધળો કરી કેવાં ભયંકર કામો કરાવ્યાં? તારો હું થયો પણ તું મારો ના થયો તે ના જ થયો (બેશુદ્ધ થાય છે)

પ્રભુરામ—ફક્ત તુચ્છ સ્વાર્થ માટે માણસ કેવાં અઘોર કામ કરે છે? છેવટે આવી દશા થાય છે છતાં એને છોડી શકતાં નથી. [ નિસાસો નાખે છે ]

ગંગાદાસ—સ્વાર્થ સહુને લાગ્યો છે; થોડે ઘણે અંશે સહુ સ્વાર્થી હોય છે પણ એમાં અંધ થવું જોઇએ નહિ.

ઇશ્વરલાલ--[ગાંડપણના ચિન્હ દેખાવા માંડે છે; શ્રીદેવીને જુએ છે રજની નાથ પાસે આવે છે–મરેલો સમજે છે. ગાંડપણ વધતું જણાય છે] શું મારૂં બધુંએ ગયું? ના...ના બધાયે આ રહ્યાં. [ શ્રીદેવીના શબ પાસે જઇ ] વ્હાલી! તને આરામ થશે પછી આપણે ફરવા જઇશું. કેવી મઝા? (હસે છે) શું હું વ્યભિચારી છું? કોણ કહે છે? સામાને મારી નાખું [ રજનીનાથ પાસે જઇ હાથ પકડી] રજની-નાથ! ચાલ. ઓફીસમાં ચાલ, ઉઠ મોડું થાય છે (હાથ પકડી બેઠો કરવા જાય છે–ગંગાદાસ છોડાવે છે.)

પ્રભુરાય—હાય! પિતાજી ગાંડા થયા? [રડે છે.]

ઇશ્વરલાલ—[પ્રભુરાયને] તારે તરલા સાથે પરણવું છે? લાવ તારો હાથ (પ્રભુરાય તથા તરલાનો હસ્તમેળાપ કરે છે–ગાંડ-પણ વધારે દેખાતું જાય છે.)

રજનીનાથ—બીજાનાં સુખનું સત્યાનાશ વાળી સુખની આશા રાખવી ફોકટ છે (તરફડીયાં ખાય છે) આહ...મરૂં છું આ પ્રપંચીને કુદરતે...બરાબર...ફટકો માર્યો છે માફ કરજો [તરફડીયાં ખાઇ મરે છે) પડદો ફાટી સ્વાર્થ કરોળીયાના રૂપમાં પ્રકટ થઇ શ્રીદેવી તથા રજનીનાથને કુંડમાં હોમે છે.)

પ્રભુરાયઃ—"આ સ્વાર્થ સત્યનાશ વાળ્યું દેશનું ને કુટુંબનું,
વળી ધર્મનું નિજ દેહનું, નિજ આત્મા કેરાં સુખનું."

(બધાં દીલગીર જણાય છે)......ટેબ્લો

પડદો પડે છે.

ડ્રોપ.

## ત્રીજો અંક સમાપ્ત.



પરમાત્મા નાટય ભુમીથી યશ આપો.

—એજ પ્રાર્થના—

ઇત્યલમ

# આ પુસ્તક નીચેને ઠેકાણેથી મળશે.

ટૂંકું ને ટચ ઓફીસ.
૧૫૪૦ જમાલપુર ટોકરશાની પોળ—અમદાવાદ

મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે. ત્રણ દરવાજા—અમદાવાદ

અંબાલાલ કે. જોશી. c/o વસંત મુદ્રણાલય ઘીકાંટારોડ
સીવીલ ઈસ્પીતાલ સામે—અમદાવાદ

ચંદલાલ દામોદરદાસ રતનપોળ નાકા—અમદાવાદ

હીરાશંકર નરોતમદાસ સોપારીવાળા ભુલેશ્વર અંબાખાના
સામે—મુંબઈ

જે. એલ. પંડયા. બુકસેલર્સ—અશોક બીલ્ડીંગ પ્રીન્સેસ
સ્ટ્રીટ—મુંબઈ

એન. એમ. ત્રીપાઠી. પ્રીન્સેસ સ્ટ્રીટ—મુંબઈ

કેશવપ્રસાદ એન્ડ સન્સ પ્રાર્થના સમાજ—મુંબઈ

શા. વૃન્દાવનદાસ નારણદાસ. ન્યુસ એજંટ ભાગા તલાવ
રોડ મુ.—સુરત

મીખાજી બળવંત—ચર્નીરોડ જંકશન મુ.—મુંબઈ

વેલજી શામજી ટન્ના—તેપીઅરરોડ—કરાંચી

વગેરે જાણીતા બુકસેલરોને ત્યાંથી મળશે



સર્વોત્તમ સુખવાસ

# અમીરી કાથો

બનાવનાર તથા વેચનાર

## કાનજી મણીશંકર જોશી.

અમીરી પાનની દુકાન

ઠે. પીરમશારોડ અમદાવાદ.

---

મજબુત * સુંદર * ટકાઉ * સસ્તા

# રબ્બરના સિક્કા



બનાવનાર:

**ગણપતરામ એમ. પટેલની કું.**

શાહપુર, ગોઝારીયાની પોળ, અમદાવાદ.